# જેલ ડાયરી

[ શ્રી૦ રાજગોપાલાચાર્યની રોજનીશી ]

# જેલ ડાયરી

[ શ્રી૰ રાજગોપાલાચાર્યની રોજનિશી ]

નવજીવન પ્રકાશન મન્દિર
અમદાવાદ

દશ આના

# પ્રસ્તાવના

શ્રી૦ રાજગોપાલાચાર્યની નિત્યનોંધ એ કંઈ ચોપડી નથી, પણ એક સત્યનિષ્ઠ અને ઉદારચરિત દેશનાયકનું પ્રત્યક્ષ હૃદય છે. તે વાંચતાં એક નિર્મળ અને નિરહંકારી માણસનો અંગત પરિચય થાય છે. પ્રવૃત્તિશીલ છતાં અંતર્મુખ એવી વ્યક્તિઓ બહુ જ થોડી હોય છે. અને જેટલી હોય છે તે બધી કંઈ પોતાનું હૃદય હમેશાં ઉઘાડું નથી કરતી. એવાઓના વિચારો હમેશાં આકર્ષક હોય છે. દેશસેવા પરત્વે જેલનિવાસ મળ્યા પછી જે વિશિષ્ટ પરિસ્થિતિ ઉભી થાય છે, પ્રવૃત્તિમાંથી બહાર પડી તટસ્થ ભાવે પ્રવૃત્તિનો વિચાર કરવાની જે તક મળે છે અને સરકારના દાસ્યનો અને પોતાની સ્વરાજ્ય-વૃત્તિનો જે પ્રત્યક્ષ અનુભવ મળે છે તેને પરિણામે ઉઠતા વિચારો વિશેષ કિંમતી હોય એમાં નવાઇ શી ?

જ્યાં દશ પંદર વરસની અંદર ઘણા દેશસેવકોને કારાવાસનો અનુભવ મળ્યો છે. કેટલાકોએ પોતાનો અનુભવ દુનીયા આગળ મુક્યો છે. સ્વરાજ્યની લડત પૂરી થતાં આ બધા અનુભવો અને વિચારોનો એક સ્વતંત્ર સાહિત્યવિભાગ થવાનો. તેમાંયે શ્રી૦ રાજગોપાલાચાર્યની નિત્યનોંધ પોતાની વિશેષતાથી જુદી જ પડવાની.

ગાંધીજીએ પોતાના જેલ-અનુભવ દુનીયાને આપ્યા છે, પણ તેમાં મોટે ભાગે સત્યાગ્રહના આચાર્ય બોલે છે. રાજગોપાલાચાર્યની નોંધમાં સાધક સત્યાગ્રહી પોતાનો જુસ્સો તેમજ પોતાની શંકાઓ અને વિક્ષેપો રજુ કરે છે. ત્રણ મહિના એક જ જેલમાં એક ઓરડીમાં ગોંધાઈ રહ્યા છતાં ઉત્સાહી મુસાફરના વૃત્તાંત જેટલી જ વિવિધતા આ રોજનીશીમાં છે. હૃદયનું મંથન આમાં એટલું બધું પ્રામાણિકતાથી આપેલું છે કે આ ચોપડી સાહિત્યક્ષેત્રમાં કાયમનું સ્થાન લેશે. આમાં કૃત્રિમતા કે આડંબર લેશ માત્ર નથી. આમાં ધાર્મિક વૃત્તિ છે, પણ ધર્મોપદેશ નથી; ગંભીરતા છે, પણ દુર્મુખતા નથી; સંસ્કારિતા છે, પણ તેને લીધે આવતી પ્રતિષ્ઠાની આભડછેટ નથી. પોતાની શ્રદ્ધા તેમજ પોતાની અશક્તિ એમાં નિખાલસપણે તેમણે ટાંકી રાખી છે. આત્મશુદ્ધિની સુગંધ જેનામાં પેદા થઇ છે એવો માણસ પ્રતિકૂળ વાતાવરણમાં પણ ભલમનસાઇની પરિમળ કેવી રીતે ફેલાવી શકે છે એ જોઈ આપણને તેમને વિષે સાત્વિક અદેખાઈ ઉપજે છે.

શ્રી૦ રાજગોપાલાચાર્યની લેખનશૈલીમાં હીરાની ચમક નથી, ખંજરની અણી નથી, પણ મોતીનું લાવણ્ય અને સ્ફાટિકની પારદર્શકતા છે. તેથી તેમની આ ચોપડીના સહવાસમાં મન ઉત્તેજિત નથી થતું, પણ પ્રસન્ન અને પવિત્ર થાય છે. નિરાગ્રહી સત્યનો આ મહિમા છે.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

---

# પરિચય

અજાણી વસ્તુને પરિચયની જરૂર હોય. ગુજરાતના વાચકોને તો નથી શ્રી. રાજગોપાલાચાર્ય અજાણ્યા કે નથી તેમની રોજનિશી અજાણી. સાચી રીતે કે ખોટી રીતે શ્રી. રાજગોપાલાચાર્યનું નામ આજકાલ એટલું બધું જગતની બત્રીશીએ ચઢ્યું છે કે તેમને વિષે આજે તો ચૂપ રહેવું, અને જમાનાની ચાળણીમાંથી ચળાઈ અવશેષ શું નીકળે છે તેની રાહ જોવી વધારે યોગ્ય ગણાય. વળી આ ત્રણ મહિનાની રોજનિશીમાં એ નિર્મળ, નિષ્કલંક સાધુ હૃદયનું એટલું તો નિર્મળ પ્રતિબિંબ પડેલું છે કે તેને વિષે કંઇક પણ કહેવું એ તો તે શાન્ત જળને અશાન્ત કરી પ્રતિબિંબને વિખેરી નાંખવા બરાબર છે. પણ ભાષાન્તરકારનો હું એટલો બધો ઓશીયાળો છું કે તેમની આજ્ઞાને હું ઉથાપી શકતો નથી. વાચકને એટલી જ વનંતિ છે કે આ પ્રવૃત્તિમાં કાંઈ દોષ હોય તો તેનો જુમ્મો તે ભાષાન્તરકારને માથે નાંખે અને પરિચયમાં લખેલું ભૂલી જઈ પ્રગટ આત્મકથા તરફ જ વળે.

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય સાથે મારો સંબંધ ગાઢ કહેવાય અને નયે કહેવાય. એઓ મારા કરતાં પંદર વરસ મોટા છે; એમની સત્યાગ્રહ પહેલાંની જાહેર જીંદગીમાં એમની સાથે રહેવાનો

મને પ્રસંગ નથી આવ્યો, કે દૂર સેલમમાં ચાલતી તે પ્રવૃત્તિ વિષે જાણવાનો પ્રસંગ પણ નથી આવ્યો. એટલે તેમના જીવનના તે ભાગ વિષે મારાથી કશું કહેવાય એમ નથી, અને કહીશ તેટલું મિત્રો પાસેથી સાંભળેલું જ હશે. સને ૧૯૧૯ ના માર્ચમાં હું તેમને પહેલો મળ્યો, ત્યારથી જ હું તેમનો પૂજારી બન્યો; ત્યારથી જ તેમને વિશેષ જાણવાની મેં ઇચ્છા રાખી છે, અને તેમણે લખેલી આત્મકથા ન વાંચી હોત તો તેમને મેં ઠીક ઠીક જાણ્યા છે એમ પણ હું નહિ કહી શકત.

પૂ. ગાંધીજી પણ શ્રી. રાજગોપાલાચાર્યને ઉપરની તારીખ સુધી જાણતા ન હતા. રોલેટ કાયદા સામે સત્યાગ્રહ જાહેર કરી મદ્રાસમાં તેના પ્રચારાર્થે ગાંધીજી નીકળ્યા ત્યારે ટ્રેઇનમાં ટપાલના ચોડા તપાસતાં મારી નજરે 'રોલેટ એક્ટ પ્રશ્નોત્તરી' નામની ટાઇપ કરેલા કાગળોની એક થોકડી આવી. પ્રશ્નોત્તરી ગાંધીજી આગળ મેં મુકી, અને મદ્રાસ પહોંચતાં પહેલાં તેઓ તે વાંચી ગયા. 'સુંદર છે; પણ મદ્રાસીઓ તો અતિશય ઝીણી બુદ્ધિવાળા વકીલો છે, એટલે હું એમાં નવાઇ નથી જોતો' કહી ગાંધીજીએ તે કાગળીયાં પાછાં મને સોંપ્યાં. આ ઝીણી બુદ્ધિવાળા વકીલ લડતમાં પોતાની સાથે શામિલ થશે કે નહિ તે વિષે ઉપરના શબ્દોમાં શંકા ગર્ભિત રહેલી હતી. અમારૂં સ્વાગત કરનારાઓમાં એ વકીલ સ્ટેશન ઉપર હાજર હતા, અને અમારો ઉતારો પણ એમને ત્યાં જ થયો. એમને ત્યાં એટલા બધા માણસોની આવજા હતી, અને ગાંધીજીની આગળ બેસીને વાત કરનારા માણસો એટલા બધા હતા કે શ્રી. રાજગોપાલાચાર્યને જ ઘેર અમારો મુકામ છે એમ જાણતાં પણ મને બે દિવસ થયા. પોતાને કશું કહેવું હોય તે કહેતાં શરમાતા, સંકોચાતા, જાણે આજુબાજુ ચાલી રહેલી ધમચકડીમાં પોતાને કશી લેવાદેવા જ ન હોય તેમ આઘા આઘા ભાગતા એ રાજગોપાલાચાર્ય હજી મારી નજર આગળ ઉભેલા હું જોઉં છું. એમના કરતાં વધારે ઓછી શરમાળ તો એમની દીકરી

હતી. એ તેર વરસની બાળાએ ગાંધીજીના પ્રશ્નોના તડાતડ જવાબ આપી એક સાંજે સૌને મુગ્ધ કર્યાં, ત્યારથી તે બાળાના પિતાને જાણવાને હું ઉત્સુક થયેલો. પણ પિતા તે વેળા પૂરા ન જ જણાયેલા. તેમને વિષે તેમના કરતાં બીજાની મારફતે જ મેં વિશેષ જાણેલું. શ્રી. જી. એ. નટેશન અને શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રીએ ગાંધીજીને કહેલું કે 'તમને ટેકો આપનારા પક્ષમાં સૌથી વધારે મક્કમ અને સાચા માણસ રાજગોપાલાચાર્ય છે.' મેં જોયું કે શ્રી. કસ્તુરીરંગ આયંગાર અને તેમના પક્ષના ગૃહસ્થો સાથે વિનીત પક્ષના ધુરંધરો બહુ ઓછા મળતા, પણ શ્રી. રાજગોપાલાચાર્યની સાથે તો તેઓ ચર્ચા કરતાં કદી થાકતા જ નહિ. આના મૂળમાં મને તેમની મોહક મીઠાશ લાગેલી. બીજા મિત્રો પાસેથી જાણ્યું કે સેલમમાં ખાસાં વીશેક વર્ષ સુન્દર વકીલાત કરી, હવે મદ્રાસમાં પોતાનું નામ મશહૂર કરવા તેઓ આવ્યા છે. કેટલાકે કહ્યું કે સંભવ છે કે તેઓ અહીં એકાદ વર્ષ વકીલાત કરે એટલે હાઇકોર્ટ જજ થાય. આમ જજની જગા ઉપર નજર કરી રહેલાને ત્યાં સત્યાગ્રહ લઇ જવો એના જેવું બીજું વિપરીત શું હોય? પોતાની વકીલાત અને પોતાની સામે રહેલા ઉજ્જવળ ભવિષ્યનો વિચાર કરીને તો તેઓ સંકોચાતા ન હોય? એમ પણ મને ઘડીકવાર થઈ ગયેલું. પણ મદ્રાસથી નીકળતાં સાંજે જ મારી ભ્રાન્તિ દૂર થઈ. મેં તેમને સીધો જ સવાલ પૂછ્યો, 'હવે અહીં પ્રૅક્ટિસ કરવાના હશો?' જવાબ મળ્યો, 'હવે શું પ્રૅક્ટિસ કરશે? કોણે જાણ્યું હતું કે રોલેટ બિલ આવશે? નહિ તો આ બધી લાઇબ્રેરી વગેરે સેલમથી લાવવાની ઉઠવેઠમાં નહિ પડત.'

આ પછી, ગાંધીજીએ સત્યાગ્રહ જાહેર કર્યો તે પહેલાં તેમને મોટો લાંબો કાગળ લખી ભારે આશા આપનાર અને મદ્રાસ બોલાવનાર શ્રી. સી. વિજયરાઘવાચાર્ય પોતાને હવા ખાવાને સ્થાન પહોંચ્યા, પણ રાજગોપાલાચાર્ય તો પોતે બાવા બની બીજાઓને બાવા બનાવવાને ગાંધીજીની સાથે નીકળ્યા. આજે

મદ્રાસ પ્રાન્તનાં જે થોડાં પણ ઉજ્જવળ નામો આપણા દેશના તાજા ઇતિહાસમાં ચળકે છે તે નામો શ્રી. રાજગોપાલાચાર્ય વિના રણમાં ચડયાં હોત કે નહિ તે કહેવું જરા કઠણ છે. સ્વભાવથી જ દીર્ઘસૂત્રી એવા મદ્રાસી ભાઇઓને આ રણમાં ચડાવનાર શ્રી. રાજ-ગોપાલાચાર્યની કુશાગ્ર બુદ્ધિ છે, અને તેમને ટકાવી રાખનાર તેમનું શુદ્ધ, નિષ્કલંક ચારિત્ર્ય છે. આ રોજનિશીમાં જેટલા યુવકોનાં નામોનો જુદે જુદે સ્થળે નિર્દેશ છે તેઓને તેમના સંકુચિત જીવનમાંથી બહાર આણનાર શ્રી. રાજગોપાલાચાર્ય જ છે.

ગાંધીજીનો રંગ તમને કયારથી લાગેલો એમ એક વાર પૂછતાં તેમણે જણાવેલું કે જ્યારથી દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ શરૂ થયો ત્યારથી જેટલું વર્તમાનપત્રો દ્વારા અને તેમના લેખો દ્વારા જાણી શકાય તેટલું જાણવાનો મેં પ્રયત્ન કર્યો છે. હરેક પ્રકારના દંભ, ડોળ, પાખંડના તરફ તેમનો હડહડતો તિરસ્કાર તેમનામાં ત્યારથી જ સંપૂર્ણ રૂપે ઉતરેલો. સને ૧૯૨૦ની પ્રાન્તિક સમાજ સુધારા પરિષદ્‌ના પ્રમુખ તરીકે તેમણે આપેલા ભાષણમાં તેમણે સમાજની ધૂર્તતાઓ સામે સખ્ત બળવો જાહેર કર્યો હતો અને સમાજનાથી ચૂરાયેલા કચરાયેલાઓને તેમણે બતાવેલા શુદ્ધ સત્યાગ્રહના શસ્ત્રથી તે વેળા ઠીક ખળભળાટ થયો હતો. આવાઓની વ્હારે ધાઇને ભવિષ્યમાં તેમને કેટલીયે લડાઈ લડવાની બાકી છે તેની આગાહી તો કોણ કરી શકે ?

પ્રસિદ્ધિથી તેઓ જેટલા ગભરાય છે તેટલા ગભરાતા ભાગ્યે જ બીજા કોઈ નેતાને મેં દીઠા છે. પણ તેનાથી ભાગતા ફરે છે માટે જ જાણે પ્રસિદ્ધિએ તેમનો પીછો પકડયો હોય તેમ થયું છે. ગયામાં આપણા વયોવૃદ્ધ નેતાઓ સામે ઝૂઝતા તેમને જોવાનું મારા ભાગ્યમાં ન હતું. પણ તેમને મળેલા વિજયથી કદાચ હું તેમને અન્યાય તો ન કરી દઉં તેથી જાણે ગયા પછી ભાઇ દેવદાસ અને મને લખનૌમાં મળવા આવનાર સાથે તેમણે અમારા ઉપર સંદેશો

મોકલ્યો કે ' હું ફૂલાયો નથી હોં!' આ વચનમાં તે વિજય· અકળામણ સ્પષ્ટ છે, જેમ ગયા પછીના તેમના બધા લેખોમાં પ તે સ્થળે સ્થળે જણાય છે. મારા છુટયા પછી નવા પક્ષના ઘ ભાઇઓને હું મળ્યો. તેમણે મને કહ્યું કે શ્રી. રાજગોપાલાચાર્ય ભ હઠીલા, પોતાનો કક્કો જ ખરો કરાવનારા છે. મુંબઇ આવતાં ક રાજગોપાલાચાર્યના પક્ષનાઓએ કહ્યું કે તેઓ જોઇએ એટલા ક નથી. એટલે મારી ચિન્તા મટી અને એક ટીકાથી બીજીનો મેં ઉડાવી દીધો. છૂપી છૂપી પણ ક્યાંયે આત્મપ્રતારણા ન હોય જોવાને માટે લડતા મેં તેમને અનેક વાર જોયા છે. ગાંધીજી જે પણ કેટલીક વાર તેમની પ્રખર ટીકાદૃષ્ટિથી બચ્યા નથી એની મ ખબર છે. પણ રાજકાજમાં કશું ન જાણતા એવા બાળકના પ મત જાણવાની અને તેનો લાભ લેવાની તેમની આતુરતા પણ હમેશાં જોઇ છે. તેમના ઉપર આક્ષેપ કરનારાઓ તેમને ગાંધીજી· આંધળા ચેલા ભલે કહે. તેઓ તેમને ઓળખતા નથી. ભલો ઇશ્ ઉતરીને આવે અને તેના આંધળા ચેલા આખી આલમ થઈ જા પણ શ્રી. રાજગોપાલાચાર્ય નહિ થાય એવો મારો અનુભવ તેમની સદોદિત જાગૃત બુદ્ધિમાં અંધકારનું નામ નથી. ગાંધીજી· સિદ્ધાન્તોનું રહસ્ય તેઓ સંપૂર્ણ રીતે સમજ્યા છે, તેમનાં વચ તેઓ પી ગયા છે, એટલે તેમનું મૌન પણ તેમના આગળ પોક કરીને બોલે છે, એવી મારી દૃઢ માન્યતા છે. આને લીધે ગાંધીજીની શ્રદ્ધા અને વિશ્વાસ તેમનામાં સંપૂર્ણ રીતે ઉતરે છે. મુંબઈમાંકારોબારી સમિતિની બેઠક વખતે મેં તેમને ક 'શું આમ આપણે બાપુને છ વર્ષ પહેલાં છોડાવી શકવાના કે ? દૃઢ નિશ્ચયથી તેમણે જવાબ આપ્યો, ' જરૂર, કાંઇ શક છે કે જી બાજી આપણા હાથમાં છે.'

એમની નિરભિમાન વૃત્તિ કેટલી છે તે તો એમ· સમાગમમાં આવનાર જ જાણે. મુંબઇમાં દેવદાસે, જોસેફે, ગારે કરવું તે વિષે અમે સાથે બેસી વિચાર કરતા હતા. જમનાલાલજી

આગ્રહ હતો કે શ્રી. રાજગોપાલાચાર્ય સદા સાજામાંદા રહે છે, એટલે તેમને દરેક કામમાં સરસ મદદ કરનાર કોઇએ સાથે રહેવું જ જોઈયે. મેં કહ્યું, ' હું તમારી સાથે રહું તો ? તમે કાર્યકારી મંત્રી હોત તો હું મદદનીશ મંત્રી થાત જ. પણ હવે પણ તમારી સાથે રહું તો શું ? ' વિસ્મયભર્યા સંકોચથી તેઓ બોલ્યા, ' ના, ના. તું તો બધુંયે કામ કરે. કાર્યકારી મંત્રી નથી, છતાં તેના કરતાં મારે કામ ઓછું નથી. પણ તને સાથે ફેરવું તો મને લોકો ફાડી નહિ ખાય ?' પછી પોતાના અંતરનું દુઃખ બહારના હાસ્યથી ઢાંકવાનો પ્રયત્ન કરતા તેઓ બોલ્યા, 'આ થુંકદાની રાખું છું એ બાપુનું ઓછું અનુકરણ છે ? તેમાં વળી બાપુનાં લવંગ સાકર રાખું તો તો કાંઈ કસર નહિ રહે. ટોસ્ટ દૂધ ખાવાની સૂચના તો છે જ. તેમાં વળી તને સાથે રાખું એટલે થઈ રહ્યું !' લોકનિન્દાનાં બાણ સામે તેમની ચામડી હજી ગેંડાના જેવી—વજ્ર જેવી થઈ નથી એ સમજાશે. ' દેવદાસને સાથે રાખો તો?' 'દેવદાસને હું મારી સાથે રાખું ? દેવદાસ તો મારા કરતાં મોટો છે—સાચે જ મોટો છે.' એમ કહી એ સૂચનાને કાઢી નાંખી.

દમના જૂના વ્યાધિ સાથે, છેલ્લાં ત્રણ વર્ષ થયાં પૂરી ઉંઘ પણ ભાગ્યે જ મેળવી, પોતાના ઉપર આધાર રાખનારા આશ્રિતોનું શું થાય છે તેનો જરાયે ખ્યાલ કીધા વિના એક સરખે વિચાર, વાણી અને કલમથી દેશને દોરતા આ 'માનવસળેકડા'નું જાહેરજીવન એ જ એમનો પરિચય છે. એમને ઘેર વૃદ્ધ પિતા છે, એક મોટા ભાઇ પોતે જેલ ગયા તે પહેલાં પોતાનું કુટુમ્બ એમને સોંપી ગુજરી ગયેલા, મા વિનાનાં પાંચ છોકરાં છે, ચાર પાંચ વર્ષ થયાં એક કોડીની કમાણી નથી, કોઇ પણ જાહેર સંસ્થામાંથી એક પાઇ સરખી એઓ ઉપાડતા નથી. મેં પૂછયું, 'ખરચી કેમ ચાલે છે ? ' જવાબ મળ્યો, 'ઇશ્વર જાણે કેમ ચાલે છે. ઘેર જાઉં છું ત્યારે થોડા-રૂપીયા ઉપાડું છું અને તે ખર્ચાઇ જાય છે.' 'રામુ કયાં છે? લક્ષ્મી શું કરે છે ? કયાં ભણે છે ?' હસીને બોલ્યા, ' તમે પૂછો જ નહિ. આવા

સવાલ ન પૂછવામાં જ ડહાપણ છે. હું રામુ લક્ષ્મીનો વિચાર કરવા બેસું તો તમ્મર આવે, અને બધુ કાર્ય આધું રહે. તેના કરતાં એ વિચાર ન કરી કામમાં જ બધો કુટુમ્બભાર ભૂલી જવો એ સારૂં નથી ?' એવામાં જ જમનાલાલજીએ ટપાલમાં આવેલા બે કાગળ તેમના હાથમાં મુકયા. એક તેમની દીકરીનો અને બીજો તેમના જમાઇનો હતો. દીકરીના કાગળની એક લીટી વાંચી ખીસામાં મુકયો. જમાઇનો હાથમાં લીધો. તેની પાંચ લીટી પૂરી થાય તે પહેલાં પાંચ માણસો તેમની પાસે આવી પાંચ વસ્તુઓ પૂછી ગયા. પાછો વાંચવો શરૂ કર્યો, પાછો વિક્ષેપ થયો. કાગળ ન જ વંચાયો. દિવસભર કામ રહ્યું. રાત્રે સભાઓ હતી. બાર વાગે આવીને પથારીમાં પડયા. પેલા કાગળો બિચારા અણવંચાયેલા ખીસામાં જ રહ્યા. આથી એમ ન સમજાવું જોઇયે કે તેમને પોતાનાં સ્વજનો પ્રત્યે પ્રેમ ઓછો છે. તેમનાં પત્ની ભારે રોગથી બાર વર્ષ સુધી પીડાતાં રહ્યાં હતાં. તેમની પાસે બેસી, અનેક ઉજાગરા કરી તેમણે જે સેવા કરી છે તેવી અડગ ધીરજ અને પ્રેમથી સેવા કરનાર પતિઓ બહુ ઓછા હશે એમ મારા મિત્ર જોસફે એક વાર મને કહેલું. 'એમના જેવા પતિ વિરલ જ હોય છે'–આ મિ. જોસફનું વાકય છે. આઠેક વર્ષ ઉપર આ સેવાની પાત્રી થયેલાં તેમનાં પ્રિય સહચરી ગુજરી ગયાં. તેમનું સ્મરણ તેમણે અહોરાત્ર સાચવ્યું છે—જેલમાં પણ તેઓ તેમને યાદ આવ્યાં છે. એ તેમની અમોલી યાદી, બાળકોનાં પણ વારંવાર સંભારણાં આ રોજનિશીમાં અનેરી ઝલક પૂરે છે—મહાભિનિષ્ક્રમણ કરતાં સ્ત્રી અને પોતાના પુત્ર તરફ પાછું વળીને જરા નજર કરતા બુદ્ધદેવની યાદી આપે છે.

મહાસભામાં પડેલા તડથી તેમને જેટલું દુઃખ થયું છે તેટલું ભાગ્યે જ બીજા કોઇને થયું હશે. પોતાના એક પણ વચન અથવા કૃત્યથી પોતાનાથી વડા અને પૂજ્ય નેતાઓને કાંઇપણ અન્યાય ન થાય, દિલ તો ન જ દુખાય તેની અહોનિશ કાળજી કરતા તેમને મેં જોયા

છે. એમને વિષે મેં ઘણા આરોપો સાંભળેલા–તેમાંના ઘણાક તો કહેવા જેવા ન હતા. માત્ર એક મને ખટકયા કરતો હતો. અલ્લાહાબાદમાં એક જાણીતા મિત્રે મને પૂછેલું, 'કેમ પહેલી માટીને મળ્યા?' એ પ્રશ્ન હું ન સમજેલો. મેં ફરી પૂછ્યું, 'પહેલી માટી શું?' તે ચૂપ રહ્યા. મેં પાછો આગ્રહ કર્યો એટલે તેમણે સમજાવ્યું કે 'પહેલી માટી તે દેશબંધુ દાસ, અને બીજી માટી તે પંડિત મોતીલાલજી.' 'એ લોકો માટી કેમ?' એ પ્રશ્નના જવાબમાં તેમણે ખુલાસો કરેલો, 'રાજગોપાલાચાર્ય મહાસભામાં બોલ્યા હતા કે માટીમાંથી લોકનાયકો ઉત્પન્ન કરી શકાય તો લોકનાયકોને પણ માટી બનાવી શકાય એમ છે. આ વચનથી રાજગોપાલાચાર્ય ઉઘાડા પડેલા.' મને આથી અતિશય દુઃખ થયેલું. કશું બોલ્યા ચાલ્યા વિના હું એ આક્ષેપ ગળી ગયેલો. મુંબઈ આવીને મેં પહેલી તકે શ્રી. રાજગોપાલાચાર્યને એ વાત કરી. એમને સખ્ત ધક્કો લાગ્યો. એમણે મને કહ્યું, "આમ જ આપણી વચ્ચેના વિખવાદો ઉત્પન્ન થાય છે અને ઘણાખરા વિખવાદોનાં મૂળ આવી ગેરસમજમાં જ હોય છે. અમુક વાત કરતાં હું બોલ્યો કે પ્રસંગ એવા આવશે કે આપણામાં એક પણ લોકનેતા રહેલો નહિ હશે તો સામાન્ય માટીમાંથી પણ લોકનેતા ઉત્પન્ન થશે. આ સ્વ. ગોખલેનું વાક્ય હતું. તે વખતે જ સમિતિના સભ્યોમાંથી કોઇ બોલ્યું, 'તેમજ લોકનેતાઓ પણ માટી થઈ શકે.' અને એ વચન ઉપાડી લઈ હું બોલ્યો કે 'હા, લોકનેતાઓને પણ માટી બરાબર બનાવી દેવાય, કયારે કે લોકો પોતાનું કાર્ય ભૂલી જાય. લોકોની પાસેથી નેતાઓ જે કાર્યની આશા રાખતા હોય તે કાર્ય તેઓ ન કરે તો લોકનેતાઓ પછી શા ખપના રહે? તેઓ માટી બરાબર જ થઈ જાય ને?' કયાં આ વચનો અને કયાં પેલા આક્ષેપનાં વચન! પંડિતજી પણ પેલા આક્ષેપ પ્રમાણે સમજ્યા હોય તો તો થઇ રહ્યું ને? હું કાગળથી તેમને શી રીતે સમજાવી શકીશ?" કહેતા કહેતા પથારીમાં પડયા. તેમને તે રાત્રે ઉંઘ ન આવી. સવારે પાછી એ જ વાત કરવા લાગ્યા, 'આનું શું થાય?

આપણને એકબીજા વિષે થતી ગેરસમજ આપણે તુરતાતુરત સમજી લેતા હોઇયે તો કેવું સારૂં ?' તે જ દિવસે બપોરે દેશબંધુને તેઓને મળવાનું થયું. તેમને ખાનગીમાં લઈ જઇ તેમણે ઉપર કહેલો આક્ષેપ અને મૂળ પ્રસંગ કહી સાંભળાવ્યો. તેમને મળી આવી તેમણે પ્રસન્નતાથી મને કહ્યું, 'દાસ સાહેબને એ આક્ષેપની પણ ખબર નથી. તેમણે તો કહ્યું કે તમારા વચનનો અનર્થ થાય એમ હતું જ નહિ. પંડિતજીની ગેરસમજ થઈ હોય તો હું જરૂર પોતે જ દૂર કરીશ.'

આવી આવી અનેક વાતો અહીં કહી શકાય એમ છે, પણ ઘણીક એમની રજા વિના મારાથી પ્રગટ ન કરી શકાય. એક નાનકડો રમુજી પ્રસંગ મને યાદ આવે છે તે અહીં કહી આ પરિચય પૂરો કરીશ. સત્યાગ્રહના દિવસો દરમીયાન ગાંધીજીની સાથે શ્રી. રાજગોપાલાચાર્ય, બીજા મદ્રાસના કાર્યકર્તાઓ અને હું મેંગલોરથી મદ્રાસ તરફ ટ્રેનમાં પાછા વળતા હતા. મને ઘણી મુસાફરીથી અને ઉજાગરાઓથી ખૂબ શરદી અને શળેખમ થયેલાં હતાં. હું ગામડીયો રહ્યો, એટલે આ દર્દોના ગામઠી ઉપાયોમાં મેંગલોરથી મેં કોઇની પાસેથી કેળના પાંદડામાં તપખીર લઇ લીધી હતી. ગાંધીજીની આગળ પણ તપખીર તાણતાં હું અચકાતો ન હતો. લખતો જતો હતો, અને વચ્ચે તપખીર તાણી નાક સાફ કરતો હતો. તેવામાં શ્રી. રાજગોપાલાચાર્યે મને તપખીરની ચપટી લેતાં જોયો. સિંહની માફક ગર્જી ઉઠયા : 'હેં, તું તપખીર તાણે ? એ તને કયાંથી વળગી ?' હું ખસીયાણો પડયો. ગાંધીજી ખડખડ હસ્યા. તેમને ખબર હતી કે હું કોઇક વાર આમ તપખીરના પ્રયોગ કરતો. મેં તપખીર વાપરવાનું કારણ શ્રી. રાજગોપાલાચાર્યને સમજાવ્યું. પણ તેમનું સમાધાન થાય જ નહિ. મેં કહ્યું, 'પાન ખાનારાઓને તમે સાંખી લો છો ને હું તો વર્ષમાં કોઇ વાર આવી પીડાને પ્રસંગે તાણું છું. મને પણ સાંખી લો.' જવાબ મળ્યો, 'બીજાનું બધું સાખું. તારૂં કેમ સંખાય ? એ અતિશય ગલીચ આદત છે.'

ગાંધીજીએ અર્ધું મારા બચાવમાં અને અર્ધાં રાજગોપાલાચાર્યને વધારે ઉશ્કેરવા માટે કહ્યું, 'પાનના જેટલી ગલીચ નહિ.' શ્રી. રાજગોપાલાચાર્યે સામો જવાબ વાળ્યો, 'બન્ને સરખી જ ગલીચ– બલ્કે પાન કરતાં વધારે ગલીચ. તપખીર તાણનારાની મુછો જુઓ, રૂમાલ જુઓ, કોટની બાંહે જુઓ, કપડાં જુઓ; એના પાસે બેસવાનું મન ન થાય.' ગાંધીજીએ તેમને પાછા ચડાવ્યા, 'પણ પાન ખાનારાઓનાં મ્હોં જુઓની ! પાનના કૂચાને લીધે મ્હોંમાં મેલ એકઠો થાય છે. તપખીરથી બ્હાર એકઠો થાય તે તો કાઢી નાંખી શકાય.' રાજગોપાલાચાર્ય જરા હળવા પડયા. 'ગમે તેમ, બન્ને આદતવાળાઓ મેલ લઇને જ ફરે છે. બન્ને ટેવ અસ્વચ્છ છે. મહાદેવ તપખીર તાણે એ તો હું જોઈ શકું જ નહિ.' ગાંધીજી પાછા ખડખડાટ હસ્યા, અને મેં તપખીરનું પડીકું બારીમાંથી વદા કર્યું.

મનની અને શરીરની, અંતર અને બાહ્ય, બન્ને અસ્વચ્છતાની શ્રી. રાજગોપાલાચાર્યને ભારે સૂગ છે. પોતે કદિ વિલાયત જઇ આવેલા નથી, પણ બાહ્ય સ્વચ્છતાને માટે તેમના જેટલો કડક આગ્રહ ગાંધીજી અને પંડિત જવાહરલાલના સિવાય બીજા કોઈ વિલાયત જઈ આવેલામાં મેં જોયો નથી. આંતર્સ્વચ્છતા તો તેમની સાથે જેમને રહેવાનું મળે તે સરસ રીતે જોઇ શકે એમ છે. આ રોજનિશીમાં પણ વાચકો તે સ્થળે સ્થળે જોઇ શકશે.

આ રોજનિશીના મહત્ત્વ વિષે કશું લખવાની જરૂર જોતો નથી. 'નવજીવન' ના વાચકોને એમાંથી વાનગી આપતાં ભાષાન્તરકારે કહ્યું છે તેમ ગાંધીજીના જેલના અનુભવ કરતાં પણ તેની કિંમત વધારે છે, કારણ ગાંધીજી પાકા ઘડાઈને જેલ ગયેલા, તેમને પોતાના આત્મમંથન વિષે કહેવાનું થોડું હતું; રાજગોપાલાચાર્ય સાધક છે, અને ઉત્તમ સાધકના આત્મનિરીક્ષણભરેલા કોઇ

પણ આલેખનનું જેટલું મહત્ત્વ હોય તેટલું આ રોજનિશીનું મહત્ત્વ છે. સાહિત્યની દૃષ્ટિથી તો એની અપૂર્વતા વિષે કહેવું શું ? વિલાયત જેવામાં એવું લખાણ કોઇ પ્રકાશકને હાથ આવ્યું હોત તો તેની મોંઘી આવૃત્તિ બહાર પાડી તે લાખો રૂપીયા રળ્યો હોત. સાહિત્યરસિકો કેવળ પોતાના જ સ્વાર્થથી વિચાર કરે તો એમ જ કહે કે ત્રણ મહિના જેલ જવાનાં આવાં ઉત્તમ ફળ ઉપજતાં હોય તો શ્રી. રાજગોપાલાચાર્ય જેવા આપણા બધા નેતાઓને લાંબી મુદત જેલ મળે, કે જેથી તેઓ બધાયે પોતાના શાન્ત અનુભવથી સાહિત્યની અભિવૃદ્ધિ કરે.



# જેલ ડાયરી

૨૧ : ૧૨ : ૨૧

આજે બપોર પછી મોડા મોડા વેલોર સેન્ટ્રલ જેલમાં દાખલ થયા. અમારી પ્રાન્તિક સમિતિના પ્રમુખ સુબ્રહ્મણ્ય શાસ્ત્રીયાર પણ સાથે હતા. અમને બન્નેને વેલોર માજીસ્ટ્રેટે સાથે સજા કરી હતી. ચુકાદો તો બપોરના એક વાગ્યાનો અપાઈ ગયો હતો. પણ ત્યાર પછી કેટલોક વખત અમારા ચોકીદારો આજે ત્યાં સુધી અમારે શોધવું પડ્યું.

તે દરમીયાન મેં મહાત્માજીને એક ટુંકો પત્ર લખી નાંખ્યો. તેમાં મેં લખ્યું કે 'ત્રણ મહિનાની સાદી કેદ એ તો બહુ જ ઓછું છે; પણ આપ જાન્યુઆરી પહેલાં તો સ્વરાજ ઘેર કરી લેવાના જ છો એટલે એમાં કંઈ ફેર પડતો નથી. હું ધારૂં છું, હું બહાર નીકળીશ તે અગાઉ જ આપે સ્વરાજ મેળવી લીધું હશે અને આપના હમેશના ઉદ્યોગે–એટલે કે ખાદ્યાખાદ્ય શાસ્ત્રની શોધખોળના ઉદ્યોગે–પાછા લાગી ગયા હશો.'

અમે મોટરમાં બેસીને જેલ ગયા. શ્રી૦ કૃષ્ણમાચારી અમારી સાથે હતા. અમે કોઈ પણ જાતના દેખાવ ન કર્યા. દરવાજે મને તોળ્યો. મારી સાથે એક હાથ–થેલી હતી; તેમાં દંતમંજનની એક ડબ્બી, થોડાં લવિંગ, એક ધા કાગળ, ટાંકણીઓનું એક પાનીયું, થોડી સીસાપેનો તથા એક ફાઉન્ટન પેન હતાં. સ્વાન શાહીનો એક ખડીઓ, એક કૂજો તથા એક નાનો પિત્તળનો પ્યાલો પણ મારી સાથે હતો. બાઈબલ, શેકસપીયર, તયુમનવાર, તામીલ મહાભારતનો એક ગ્રંથ, પી. સી. રાયના મહાભારતના સાત ગ્રંથો તથા રૉબિન્સન ક્રુઝો એટલાં પુસ્તકો પણ મારી સાથે હતાં. મારાં ચશ્માં–દૂરનાં તેમજ વાંચવાનાં–પણ સાથે હતાં. મારા બીછાનામાં એક ઓશીકું, એક કામળ તથા એક શાલ, એટલાં વાનાં હતાં. મારાં કપડાં બધાં બીછાનાના વીંટલામાં રાખી લીધેલાં હતાં. ઉપરાંત મારા ફોલ્લાઓને માટે મલમની એક ડાબડી તથા દમની દવાની એક શીશી એ પણ મારા સામાનમાં હતાં. અમને એકાન્ત કેદની ઓરડીઓમાં લઈ જવામાં આવ્યા. સુપરિન્ટેન્ડન્ટ અમારા વિભાગ તરફ આવ્યા:

'તમે જ પેલા માંદલા કે ?'

'મારી નોંધ માંદલા તરીકે લેવામાં આવી છે શું ? હા, તે હું જ.'

'મને ખબર નથી. તમે દવાની શીશી લઈને આવ્યા છો તેથી હું સમજ્યો તમે બીમાર હશો.'

મેં મારા દમના વ્યાધિની તેને વાત કરી. તે પછી ફોલ્લાઓ વિષે પણ કહ્યું.

મારી ચીજો વિષે તે કહે: 'બીજું બધું તમે અંદર લાવી શકશો, પણ મલમની ડાબડી નહિ લાવી શકાય.'

શેષ રેડ્ડી, જેમને વિષે અમે સાંભળ્યું હતું, તેને અમે અનાજ દળતા જોયા. બે બીજા અસહકારી કેદીઓ (સખત મજૂરીવાળા) જૂના ધાબળાઓને ફાડીને ઉનનાં દોરડાં વણી રહ્યા હતા. તેમના ચહેરા હસતા હતા. શેષ રેડ્ડી ધાર્મિક ને બહાદુર નૌજવાન હતો, શરીર પૂરું બંધાએલું ને મજબૂત હતું, કાળો કાળો ને ગાંઠ જેવો હતો. જેલનાં માણસોએ તેને હમણાં હમણાં જ માર મારેલો તેની નિશાનીઓ એના શરીર પર હતી. નારાયણવરમૂવાળા રંગમ ચેટ્ટીયારને મેં 'ગીતારહસ્યમ્' વાંચતા જોયા. આ વિભાગમાં અમને દરેકને જુદી જુદી ઓરડીની અંદર ૧૦ દિવસ રાખવામાં આવશે એમ અમને કહેવામાં આવ્યું. આ ઓરડીઓ ફાંસીના કેદીઓને તેમજ એકાન્ત કેદીઓને રાખવાની હતી.

અમને કહેવામાં આવ્યું કે હમણાં હમણાં લગી કેદીઓને પખણુ લેવા પાણી આપવામાં આવતું નહિ. તેઓને માટીથી કે એમ ને એમ ચલાવી લેવું પડતું. હવે પાણી અપાવા માંડ્યું છે. શેષ રેડ્ડીના પુરુષાર્થથી આટલો સુધારો થયો એમ કહેવાય છે. રંગમ્ ચેટ્ટીને એક માટીનું વાસણ તથા એક માટીની તાવડી મળી હતી. અમને એલ્યુમિનીયમની એક એક તાંસળી, પવાલું અને થાળી આપવામાં આવી. તે માંજીને તેમાં મારૂં પ્રથમ જેલભોજન લીધું. ભોજનમાં ભાત અને કોલમ્બુ. કોલમ્બુ મૂળાનાં કંદ અને પાતરાંનું બનાવેલું હતું. તેમાં મરચાં, આમલી, મીઠું અને તેલ પણ હતાં. ભાત મારે પોતાને માટે તો વધારેપડતો હતો, પણ પૂરા ખાનારાઓને માટે તેટલો ભાત પૂરતો ન હતો.

જૂના ડેપ્યુટી જેલર કહેતા હતા કે અસહકારીઓ બહુ તકલીફ આપે છે. ‘ તમે લોકો અહીં શા સારૂ આવો છો ? જેલ તો ચોર ડાકુઓને માટે છે. ’ એટલું કહી તેમણે પૂછ્યું: ‘ અહીં આવી આવીને તમે લોકો શી કમાણી કરવા ધારો છો ? ’ મેં કહ્યું: ‘અમે જાન્યુઆરી સુધીમાં સ્વરાજ પ્રાપ્ત કરી લઈશું. ત્યાં સુધીમાં દરેક જણ પ્રામાણિક થઈ જશે. ’

જાજરૂમાં માખીઓ હતી. બાકી બીજી રીતે સ્વચ્છ હતાં. તેમાં માટીની એક તગારી, માટી, પાવડો અને પાણીનું પીપ, એટલાં સાધનો રાખેલાં હતાં.

જેલ એ મને તો બહુ આનન્દદાયક સ્થળ લાગે છે. જેલનો ભય એ તો જેલની બહાર રહેલા લોકોને માટે જ છે.

સાંજે પોણા છએ મને મારી ઓરડીમાં પૂરી દેવામાં આવ્યો. તે વખતની મારા મનની લાગણીઓ નવીન જ હતી, કારણ કે હું ઓરડીમાં પૂરાયો હોઉં અને બહારથી તાળું મારીને ચાવી કોઈક લઇને ચાલ્યું ગયું હોય એવો પ્રસંગ મારી જીંદગીમાં આ પહેલો જ હતો.

## ૨૨ : ૧૨ : ૨૧

ગઈ રાત્રે જે લાગણીની મેં નોંધ લીધી હતી તેનાથી કંઈક જુદી જ લાગણી આજે અનુભવું છું. શું હું ખરેખર જ એટલો બધો આઝાદ થઈ ગયો છું કે સરકારને મને રાખવો હોય તો કેદખાનામાં જ પૂરી રાખવો પડે છે ? મારી જીંદગીમાં પહેલી જ વાર સ્વતંત્રતાનો આનન્દ મેં અનુભવ્યો; પરદેશી ધૂંસરીનો ભાર કાંધેથી ઉતર્યાનો અનુભવ થયો. દિવસ છતાં અમને ઓરડીમાં પૂરી દેવામાં આવ્યા હતા. દીવો હતો નહિ કે વાંચવા લખવામાં સમય ગાળી શકીયે; એટલે આજે તો પથારીમાં આળોટતાં આવા આવા વિચારો

જ આવ્યા કર્યા. વળી સ્થળ પણ બધું નવુંનવું હતું, એટલે આજે મોડે સુધી ઉંઘ જ આવી નહિ. મેં પ્રયત્નપૂર્વક બહારની દુનીયાની ધમાલના વિચારોને મનમાં પેસવા ન દીધા, અને મિત્રો, સગાંવ્હાલાં અને પુત્રપરિવારની મૂર્તિઓ નજર સામે તરવરતી તેને પણ પ્રયત્નપૂર્વક દૂર કરી. નેલોરવાળા મારા પડોશીઓ રાષ્ટ્રીય ગીતો ગાતા હતા તેનાથી મારા થોડા કલાક તો મધુર બન્યા. પછી તો મને ઉંઘ ન આવે; અને રાતની શાન્ત જેલમાં કેદી દરોગાઓની આલબેલના અવાજ નિરંતર થયાં કરે. આખરે હું કેટલીક વારે ઊંઘી ગયો. છેલ્લું અઠવાડીયું થયાં દમની પીડા અતિશય હતી. આજે પહેલી જ વાર તે કંઈક નરમ પડી હતી.

લક્ષ્મીનરસિંહરાવ અને વેન્કટ સુભય્યા એ બે મહાસભાના કાર્યકર્તાઓ છે. જામીનગીરી આપવાનો ઈનકાર કરવા માટે તેમને એક એક વરસ માટે અહીં લાવવામાં આવ્યા છે. આમાંના પહેલા ભાઈ દાક્તરી ભણતા અને પાછળથી મહાસભાના કાર્યમાં જોડાએલા. તેજસ્વી નિર્દોષ યુવક અને શરીર ઉપર જેલનો બેહૂદો પોશાક ! બીજા યુવક સ્કુલ ફાઈનલ થયેલા છે. શેષ રેડ્ડી પણ જામીનગીરી ન આપવા સારૂ અહીં આવેલા છે. એ ભૂખ્યા ડાંસ જેવા હતા. મારા ખાણામાંથી તેમને મેં થોડું આપ્યું તે એ ખુશીથી ખાઇ ગયા. મારે માટે તે વધુપડતું હતું, પણ તેમને માટે તો ઓછું જ હતું. મેં માત્ર એટલું જ કહ્યું કે ક્યાંકથી ઝાડુ મેળવી આપશો ? તે તરત દોડી ગયા, ઝાડુ લાવીને મારી ઓરડી, બારી, ખૂણા, ભીંતો બધું વાળીચોળીને સ્વચ્છ કરી આપ્યું. ઘરરખુ ગૃહિણી પણ એટલી સફાઈ પોતાના ઘરની નહિ કરતી હોય. લક્ષ્મીનરસિંહરાવે મારી તાંસળી અને પવાલું માંજી આપ્યું અને મારો કૂજો ભરી આવ્યા.

દરેક અસહકારી કેદીને મારી સલાહ છે કે તેણે જેલમાં આવતાં થોડાંઘણાં ગીતો ગાતાં અવશ્ય શીખી લેવાં. મારા સરંજામમાં આ એક મોટી ખામી હતી એમ મને લાગ્યાં કરતું હતું.

લક્ષ્મીનરસિંહરાવ અને વેન્કટ સુબય્યાને આજે સવારે આ વિભાગમાંથી ખસેડવામાં આવ્યા. હું એક દરોગા સાથે કુવા પર ગયો ને ત્યાં ઠંડા પાણીએ સ્નાન કર્યું તથા કપડાં ધોયાં. ડોલ કે કપડાં ધોવાનો સાબુ મારી પાસે ન હતાં. પણ ન્હાવાનો વેજીટોલનો ટુકડો મારી પાસે હતો. જીવનની આ મોજ માણવા જેટલાં મારાં હાડ મજબૂત હોત તો કેવું સારૂં !

અમે બે જણ—રંગમ્ ચેટ્ટી તથા હું—ન્હાઈ ધોઈને અમારી ઓરડીએ આવતા રહ્યા; સુબ્રહ્મણ્ય શાસ્ત્રીને કુવે જ રાખ્યા, કારણ કે તે હજુ ન્હાઈ રહ્યા ન હતા. દરોગાએ એક 'ઓવરસીઅર'ને અમને ઓરડીએ પહોંચાડી આવવા સારૂ બોલાવ્યો. તપાસ કરતાં મને માલુમ પડયું કે આ ઓવરસીઅર જે કુવેથી ઓરડી સુધી જતાં રસ્તામાં અમારા ઉપર ચોકી રાખવાનો હતો તેને લૂંટના ગુન્હાસર જેલ મળી હતી ! તે બે વર્ષ ભોગવી ચુકયો હતો અને બીજાં ત્રણ બાકી હતાં. તેણે કહ્યું કે તેને પગાર તરીકે મહિને એક રૂપીયો મળે છે, તે જેલની પેટીમાં તેને નામે સંઘરી રાખવામાં આવે છે.

અગીયાર વાગે ભોજન લીધું. નારાયણસામી નામના એક જણને ચોરીનો માલ રાખવા માટે કેદ મળી હતી. તેને મારા ભાણામાંથી થોડુંક ખાવાનું આપ્યું. સાંજના ભાણામાંથી કોરાવાના એક ચોરને ભાગ આપવાનું વચન આપ્યું. આ બિચારા કદીઓ ભૂખ્યા ડાંસ જેવા હોય છે. સરકારે કેદીઓને માટે છાશ જેવી સસ્તી અને નિરોગી ચીજની વ્યવસ્થા કેમ નહિ કરી હોય એ હું સમજી શકતો નથી.

અમારો દરોગો પેરૂમલ પહેલાં મેસોપોટેમીયાના લશ્કરનો સિપાઈ હતો. તે પૂછતો હતો કે આ લડત ક્યારે પૂરી થશે ? મેં જવાબ આપ્યો: 'થોડા જ વખતમાં. જો દરેક જણ હાલ કરે છે તેનાથીયે વધારે સખત મહેનત કરે તો તેથી યે થોડો વખત લાગે.' અમને દરેક રીતે સાદા ગુન્હેગારની પેઠે જ રાખવામાં આવે છે; અને સરકાર તે તરફ કાં તો તદ્દન બેપરવાઇ ધરાવે છે,

કાં તો જાણતા છતાં ચાલવા દે છે, અથવા જાણી જોઈને જ તેમ કરે છે. અમારો ખોરાક સાદા કેદી જેવો જ હોય છે. અમને તેમની સાથે જ પૂરે છે ને સાથે જ બહાર છોડે છે. તેમની પેઠે જ અમારે ગંદી જમીન ઉપર ઉભા ઉભા કે ઉભડક બેઠા બેઠા અને ભીખારાં હોઈએ તેમ લુસ લુસ ખાઈ લેવું પડે છે. પણ આવી વર્તણુકથી અમે કંઈ ચળવાના નથી. સરકાર નથી જાણતી કે આવી જાતના વર્તનથી તો ઉલટું અમારૂં બલિદાન વધારે શુદ્ધ બને છે અને અમારો નિશ્ચય વધારે દૃઢ બને છે. ખાસ સગવડો મળે તો તો અમારૂં મનોબળ સૂક્ષ્મ રીતે ખવાઈ જાય.

**૨૩ : ૧૨ : ૨૧**

ગઈ રાત્રે જરા દમની ઉપાધિ થઈ. સાંજનો ખોરાક બિલકુલ માફક આવતો નથી. પણ એટલી વારમાં હું તેની ફિકર કરવાનો નથી. નેલોરના પડોશીઓ દૂર થવાથી બહુ સૂનું સૂનું લાગતું હતું. સાંજના ૬ વાગે ઓરડીમાં પૂરાઈ ગયા પછી ઉંઘ આવે ત્યાં સુધીનો અંધારી રાતનો કેટલોક વખત તેમનાં ગાયનોથી હુલ્લાસપૂર્ણ ન થયો. વાતુડીયા દરોગાઓની વાતોનો કંટાળો ઉપજાવે એવો અવાજ જ સાંભળવાનો રહ્યો હતો. અમારી ઓરડીઓને સારી પેઠે સાફ કરી શકાય તેવી સાવરણી ન મળે. ઓરડીઓની આસપાસના ભાગ સાફ રાખવાના ઉચાટ જેલવાળાઓ પણ વેંઢારતા ન હતા. આ કોટડીઓમાં બહુ માકડ નથી એટલો નસીબદાર; પણ મચ્છરનો પાર નથી.

ગઈ કાલે હું અંદર રહ્યો રહ્યો આંટા મારી રહ્યો હતો તે વખતે કોઈક જાળીયા પાસે આવીને ઉભું રહ્યું. તેણે અમને નમસ્કાર કર્યાં. જેલ સુપરિન્ટેન્ડન્ટનો મુનશી હોય એમ લાગ્યું.

મારી કોટડીની પછવાડે પેલો મુસલમાન કોણ હશે? આખો દહાડો ઘાંટા તાણીને ઉપદેશકની પેઠે હિંદુસ્તાનીમાં ભાષણો કર્યાં જ કરે છે.

પરોઢીયામાં મારી કોટડીની પછવાડે કોઈક રડતું સંભળાયું. કદાચ કોઇક ફાંસીના કેદીઓ હશે.

ખાદી ધોવી એ મારા જેવા નબળા બાંધાવાળાને માટે–પગમાં ગુમડાં અને છાતીમાં ફેફસાં તો એટલાં નબળાં કે ઘડીકમાં દમ ચડી જાય એવા માણસને માટે–અત્યંત કપરૂં કામ છે. મારાં ખાદીનાં કપડાં પાછળ હું મથી રહ્યો હતો તે જોઈ મારા ચોકીદાર દરોગાએ કહ્યું: ' પેલી નલ્લા તંગલની વાર્તા આવે છે તેવી તમારી દશા થઇ છે ! " હું જરા હસ્યો અને કહ્યું: 'તેના જેવી દુર્દશા મારી નથી.'

અમારા જેલ બ્હારના ભાઇઓને ઈશ્વર સદ્બુદ્ધિ, હિંમત અને બળ આપશે ? તેમને માથે કેવડી મોટી જવાબદારી છે તેનું તેમને હજુ લેશ પણ ભાન નથી. જેલમાં હું કેટલાયે એવા જોઉં છું કે જેઓએ કેવળ જામીનગીરી આપવાને બદલે લાંબી મુદતની સખત જેલ વ્હોરી લીધી છે અને જાણે જન્મથી જ ટેવાયેલા હોય તેમ શારીરિક શ્રમનાં કામો કરે છે. શેષ રેડ્ડી અને આ બે નેલારના નૌજવાનો જેવાઓ સવારમાં હાથમાં ઝાડુ પકડીને મારી કોટડી સામેનું આંગણું વાળતા વાળતા કહે છે: 'અમે ભંગીથી ક્યાં જુદા છીયે ?' તેમનો એ દેખાવ મારા મનમાંથી કદાપિ ખસી શકતો નથી.

જેલ બ્હારના પોતાના ભાઇઓની અંદર તેમની નિર્દોષ સંશય-રહિત શ્રદ્ધા કેટલી બધી છે–જે શ્રદ્ધાને આધારે તેઓ વૃદ્ધ માતાઓને અને વ્હાલાં બાળકોને છોડીને જેલમાં તપશ્ચર્યા કરવા આવ્યા છે–તેનો સંપૂર્ણ ખ્યાલ લોકોને હજુ આવ્યો નથી. આવ્યો હોય તો લોકો આટલા બેપરવા અને થાંથા ન રહે. રૉબિન્સન ક્રુઝો કોઇ અજાણ્યા બેટમાં જઈ ચડયા પછી કેટલાક દિવસો ગયા બાદ ક્ષિતિજ તરફ કોઈક વહાણ આવી ચડવાની આશાએ જોતો નહિ. આ લોકોને પણ ક્રુઝોની પેઠે પોતાની આશાનો ત્યાગ કરવો પડશે ?

આજે સાંજના પાંચે અંબુરવાળા ફતેહખાન જામીનગીરી આપવાનો ઈનકાર કરીને એક વરસ સાદું ભોગવવા આવી પહોંચ્યા. કેવો

બેઠા બાંધાનો ને દેખાવડો નર છે ! કોઈ નવો આવનાર હોઉં છું ત્યારે મને એક જાતનો હર્ષ થાય છે. આ લડતના છેક અન્ત સુધી વધારે માણસો આવ્યા કરવાં જોઇએ, અને તે ઉપરાઉપરી.

૨૪ : ૧૨ : ૨૧

રોજ સાંજના છ વાગે મને ઓરડીમાં દાખલ કરી, દરવાજો વાસી, સાંકળ મારી તેના ઉપર તાળું લગાવી દેવામાં આવે છે અને ચાવી લઇને વાસનારો ચાલ્યો જાય છે, તે વખતે જ મારા મનમાં સ્વતંત્રતાનું સંપૂર્ણ દૃશ્ય ખડું થાય છે. આખી પ્રજાને સાંજના છ વાગે નહિ પણ રાત અને દહાડો ચોવીશે કલાક તાળાકુંચીમાં પૂરી મૂકવામાં આવી છે અને પ્રજાને માટે રાત દહાડાનો ભેદ ન હોઈ એક અખંડ રાત્રિ જ છે એ વાત લોકો કેમ સમજતા નહિ હોય ? આ વાત સમજી ગયા પછી જ્યારે માણસને કોઇ દેશનો માલીક થઇ બેઠેલો જાલીમ ખરેખર જ તાળાકુંચીમાં પૂરી દે છે તે વખતે તેને સ્વતંત્ર થયા સમો અનુભવ થાય છે. જ્યારે માણસ પોતાના જ લોકોને એ જ જાલિમ સત્તાના હુકમોનો ઈશ્વરી આદેશ કે ધર્મ સમજીને અત્યંત ખંત અને ચોકસાઇથી અમલ કરતાં જુએ છે ત્યારે તેના દુઃખનો પાર નથી રહેતો. પરદેશી સત્તાના કાનૂન સામે બંડ કરનાર માણસ એકાદ બંડખોર સિપાઈના જેટલો જ સ્વતંત્ર બને છે. તેને બળજોરીથી પકડી રાખી શકાય, પણ રાજીખુશીથી શરણ આવવાની માનઘાતક ફરજ તો કોઇ ન જ પાડી શકે. આ વાતો પહેલાંયે હું જાણતો અને અનેક સભાઓમાં બોલતો, પણ તેનો અનુભવ પહેલાં કદાપિ નહિ લીધેલો તેવો આજે હું લઇ રહ્યો છું.

ફતેહખાન મીણબત્તીઓનાં ત્રણ બંડલ લેતા આવ્યા છે. તેમાંનું એક બંડલ મને આપ્યું. ખપ લાગશે.

આજે મને મારો ચાંદ એનાયત કરવામાં આવ્યો. ૮૩૯૮, ૨૧: ૧૨: ૨૧ (દાખલ થયા તારીખ), ૨૦: ૩: ૨૨ (છૂટવાની તારીખ),

એનું એક લાકડાના કકડા પર આંકેલું હતું અને તેના કાણામાં દોરી પરોવીને તે ગળામાં ટાંગવાનું હતું.

મારી તવારીખ–ટીકીટમાં નીચે પ્રમાણે બીનાઓ છે:

રાજદ્વારી, રજી. નં. ૮૩૯૮.

દાખલ થયા તારીખ ૨૧:૧૨:૨૧

અપીલ કરવાની ના કહી તા. ૨૪:૧૨:૨૧

નામ—સી. રાજગોપાલાચાર, બ્રાહ્મણ, જનરલ સેક્રેટરી, હિંદી રાષ્ટ્રીય મહાસભા.

કેળવણી વિષે—'સી' ('સી' એટલે અભણ. આ ટીકીટમાં આટલી બેદરકારીથી હકીકતો ભરવામાં આવે છે.)

સજા કરનાર અદાલત—સબ ડિવિઝનલ મેજીસ્ટ્રેટ, વેલોર, સી. સી. ૮૨–૧૯૨૧, ૧૮૮ કલમ ૨ ઇ. પી. કોડ.

સજા—ત્રણ મહિના સાદી.

સજા થયા તારીખ—૨૧:૧૨:૨૧

છૂટવાની તારીખ—૨૦:૩:૨૨

ઉમર—૪૨

ઉંચાઈ—૫ ફુટ ૪ ઇંચ

વજન—૧૦૪ રતલ

રંગમ્ ચેટ્ટી મને કહે છે કે જેલ આવ્યા પહેલાં બે દિવસ પર તેણે પોતાનું વજન લીધું હતું ત્યારે ૧૪૨ રતલ થયેલું. તવારીખ–ટીકીટમાં ૧૩૭ રતલ લખ્યા છે. ફતેહખાન મહમદ ધાઉઝ કહે છે કે તેમને તોળવામાં આવ્યા ત્યારે દરવાજા પરના તોળનારે ૧૨૫ કહેલું તેમણે સાંભળ્યું હતું. અને તેમની તવારીખ–ટીકીટમાં ૧૨૦ રતલ લખ્યા છે. દરેક જણના વજનમાં પાંચ રતલ કાપીને જ લખતા હશે?

સવારે સાડા દસે કુવા ઉપર આંધ્રના અસહકારીઓ મારી નજરે પડયા. હજી સુધી ભેગા થવા દીધા નથી. અમારા વિભાગમાંથી મેં તેમને જોયેલા અને તેમણે સામા નમસ્કાર કરેલા. અમને જુદે જુદે વખતે સ્નાન સારૂ કુવા પર લઈ જવામાં આવે છે જેથી અમે એકબીજાને મળી શકીયે નહિ.

આજે બપોરે સુપરિન્ટેન્ડન્ટ અને બીજો કોઈ યુરોપીયન અર્ધ-લશ્કરી પોશાકમાં જેલરની સાથે આવ્યા અને અમારા શરીર પરની નિશાનીઓ સરખાવી ગયા. સાંજનો ખોરાક મારા દમના વ્યાધિને માફક નથી આવતો એમ મેં તેને કહ્યું. મને ઈસ્પીતાલમાં મુકવો એવી મેં તેને સૂચના કરી. હું આશા રાખું છું કે આ ફેરફારથી હું ઉલમાંથી ચુલમાં જઈને પડું નહિ.

આજ બપોરે કુવા ઉપર જે ટોળી પાણી ભરતી હતી તેમાં મેં ઘણા મોપલાઓ દીઠા. જ્યારે તેમણે મને દીઠો અને મેં તેમની સાથે બે માયાભર્યા વચનો કહાવ્યાં ત્યારે તેમના ચહેરા ચમકી ઉઠ્યા. તેઓ બધા મલપુરમના હતા. અમારા વિભાગમાં પાછા જતાં મેં એક જણને બજારમાંથી નીકળતો જોયો. તેણે મને લશ્કરી પદ્ધતિથી માન આપ્યું. મેં તેની જોડે વાત કરી. તે પણ મોપલો જ હતો એમ મને માલમ પડયું. લડત કેમ ચાલે છે તે વિષે તેણે પૂછપરછ કરી. ખૂનામરકી કરવામાં આવી એ ભૂલ હતી એમ તેણે કબૂલ કર્યું.

'એ લોકોએ બધા 'સાધુઓ' (ભલા માણસો) ને જ પકડયા છે. તેમની કલ્પના કંઈક એવી જણાય છે કે આપણને બધાને પકડીને પૂરી દીધા એટલે પાછળ જે લડનારાઓ રહેશે તેમને તેઓ સહેલાઈથી સંભાળી શકશે. અમારે અહીં પાંચે વરસ પૂરાં કરવાનાં છે કે સ્વરાજ વહેલું આવવાનું?' આવા આવા કેટલાક સવાલો તેણે મને પૂછ્યા. વળી તેણે કહ્યું: ' જ્યારે તમારા જેવા મોટા માણસો કે

આબરૂદાર લોકોને જેલમાં આવતા જોઈએ છીએ ત્યારે અમારાં હૈયાંમાં આશા આવે છે ને અમને આનંદ થાય છે. તમને શી ખબર પડે અમારા દિલની લાગણીઓ શી છે તે ? ' એ છેલ્લા વાક્યની સાથે તેની મરદાની આંખોમાંથી આંસુની ધારાઓ છૂટી. મેં તેના સવાલોના મારાથી આપી શકાયા તેટલા સ્પષ્ટ જવાબ આપ્યા અને તેને વિશ્વાસ અને હિંમત રાખવાનું કહ્યું. 'આખો દેશ જેલમાં છે. ' તેણે કહ્યું. ' ખરી વાત છે. ' ' અને આપણે એક નાના સરખા કેદખાનામાં છીએ' મેં આગળ ચલાવ્યું. ' બહારના લોકો ધણીએ છૂટા રાખેલા કુતરાઓ છે અને આપણે મજબૂત પીંજરામાં પૂરેલા વાઘો છીએ. ' 'ખરૂં છે' તેણે કહ્યું, 'એ લોકો કુતરા અને આપણે વાઘ.'' અમે સારી વાર વાતો કર્યા કરી. છેવટે એક કેદી દરોગો આવીને તેને તેના કામ પર ઉપાડી ગયો. તેના કહેવા પ્રમાણે તેને કોઠારમાં દળવાનું કામ હતું.

સાંજરે ચિત્તોડના એક મુસલમાન ભાઈ આવ્યા. ૧૭મીએ હડતાળની જાહેરાતો ગામમાં ચોડવાનો તેમના ઉપર આરોપ હતો. જામીનગીરી ન આપવા માટે તેમને ૬ માસ સખ્ત કેદ આપવામાં આવી છે.

કપડાં ધોવાનો શ્રમ હું સહન કરી શકતો નથી. આજે બપોરે મેં કપડાં ધોયાં તો ખરાં, પણ જરાયે ઉજળાં થયાં કે કેમ તે તો કોણ જાણે ? પણ કાલે અને પરમ દિવસે કપડાં ધોવાથી મને ફક્ત થાક જ લાગ્યો હતો તેને બદલે આજે મને શ્વાસ ચડી ગયો અને તમ્મર આવ્યા. હું જરા વાર બેઠો અને એક મોપલાની જોડે વાતચીત કરીને જરા દિલ બહેલાવ્યું.

આજનાં તાળાંકુંચી થયા પછી હું કોટડીમાં બેઠો હતો ત્યારે એક નબળાઈ ભરેલી વૃત્તિ મારી ઈચ્છા વગર જ મારામાં ઘૂસી ગઈ. મારાં છોકરાંઓ આજે મને યાદ આવવા લાગ્યાં. એ વૃત્તિ પ્રથમ તો અદમ્ય લાગી, પણ તેને જીતવાને હું ખૂબ મથ્યો. આ મુશ્કેલીમાં

અને વહેલી મદદ મળી ગઈ. 'લોકો પોતાનાં સગાંવ્હાલાંઓથી ધંધા-રોજગારને અંગે મહિના સુધી કે વર્ષો સુધી વિખૂટા નથી રહેતા ? તેઓ શું આનંદમાં નથી રહી શકતા ? તું પોતે પણ આમ વિખૂટો નથી રહ્યો ? તું આજે કેદખાનામાં છે એ વિચાર જ તને નબળો બનાવી મેલે છે.' આ સવાલો મેં મારા મનને પૂછ્યા કે તરત મારામાં બળનો સંચાર થયો.

રાત થયા પછી દરરોજ હું ૧૦૮ ગાયત્રી જપ કરૂં છું. પહેલાં ચિત્તને એકાગ્ર કરવું બહુ મુશ્કેલ લાગતું. પણ હવે તે સ્હેલું સ્હેલું થતું જાય છે. પરમાત્માની સાથે સમાધિ સાધવાથી આ જેલના મજબૂત સળીયા ભેદવાનું સામર્થ્ય હું પ્રાપ્ત કરી શકીશ એવો મને વિશ્વાસ છે. પરમેશ્વરે મને શુદ્ધ અને બળવાન થઈ લેવાની આ મોટી તક આપેલી છે. નિર્દોષ અને ન્યાયયુક્ત એવા કારણસર બહુ થોડા માણસોને જેલવાસ મળે છે. એ થોડા શૂરાઓમાંથી આપણા દેશને ભાગ્યે તો સાવ જ થોડા આવે. અને એ સાવ થોડામાં આજે હું પોતે જરૂર આવું. આ વિરલ માન પ્રાપ્ત થયું એ ખરેખર મારૂં પરમ ભાગ્ય ગણાય. આ વિચારમાં સ્હેજ અભિમાન હશે, પણ પરમેશ્વરમાં જ શ્રદ્ધા રાખવા જેટલી દૃઢતા કેળવવા સારૂ એ ક્ષંતવ્ય છે.

ફતેહખાન મહમદ ધાઉઝની મીણબત્તીથી આજે મારી કોટડી પ્રકાશવાન છે. મીણબત્તીઓનો આટલો શાન્ત અને પવિત્ર પ્રકાશ મેં પૂર્વે કદિ જોયો નથી.

## ૨૫ : ૧૨ : ૨૧

**આ**જે મારા કારાવાસનો પાંચમો દિન છે. આપણા રાજ્ય-કર્તાઓનો આજે નાતાલનો તહેવાર છે. ઈશુનો આત્મા તેમના જીવાત્માઓને પાવન કરો અને તેમને સદ્જ્ઞાન આપો.

મહમદ ધાઉઝનો બાંધો મજબૂત છે. માટીના ઘડામાં રાત બધી પડી રહેલા પાણીથી તે ખુલ્લામાં ન્હાય છે. દુઃખસહનને માર્ગે જે લડવા ચાહે છે તેણે એટલા ખડતલ બનવું જ જોઈએ.

કાંજીનું ફક્ત પાણી પાણી જ પીધું. તેમાંના ભાત વાળનારને આપી દીધા. મુખ્ય દરોગો કૃત્રિમ હાસ્ય કરતો અંદર આવ્યો. મેં કહ્યું: 'સવારના પ્હોરમાં જરા કાફી પીઉં છું!' તેના મગજમાં ન ઉતરી શકે તેટલી કડક આ મનાક નહોતી. મને લાગે છે આમ ને આમ ચલાવીશ તો તો હું ભૂખથી મરી રહેવાનો. પણ એકંદરે જોતાં દમ અને ગુમડા જેવા વિકારોને ભૂખે મારવામાં લાભ જ છે.

ડેપ્યુટી જેલરને કોઈકે કંઈક ખૂબ કહ્યું જણાય છે. તેને પરિણામે ઘણી તપાસ થાય છે અને ઘણો વિચાર ચલાવવામાં આવે છે. ધમાલ ઝાઝી ને કામ કંઈ નહિ. છતાં મારા સ્નાન માટે તેણે ગરમ પાણી મંગાવ્યું. જેલના રસોડામાંથી એક વાસણ આવ્યું. કુદરતી રીતે હોવું જ જોઈએ તેમ એ પાણીમાં પુષ્કળ કચરો હતો. તોપણ એ પાણીથી હું ન્હાયો, કારણ કે ગઈ કાલે હું ન્હાયેલો જ નહિ.

આંધ્રની ટોળી કુવે ન્હાવા આવી હતી તે વખતે તેમની સાથે દૂરથી જ પ્રથમ વાતચીત થઈ.

સખત મજુરીવાળા કેદીઓની એક ટોળી મારી કોટડી પાસેથી નીકળી. તેઓએ વન્દેમાતરમ્ કહી મને હાથ જોડયા. સામા નમસ્કાર કરતાં મને ભારે હર્ષ થયો. હું સમજતો હતો કે સ્નેહભર્યાં શિષ્ટાચાર સાથે આટલા સામસામા નમસ્કારથી પણ આ બહાદુર જુવાનોના આત્મા પ્રફુલ્લિત રહી શકે છે કેટલાક તિરૂવન્નમલૈવાળા અસહકારીઓ આ ટોળીમાં હતા. મારા દરોગા પેરૂમલે અસ્રો, બ્રશ અને અરીસો આંધ્ર વિભાગમાંથી લાવી આપ્યો. હજામત કરી. જરા રાતું નીકળ્યું કારણ કે હજામતવિદ્યામાં હું પ્રવીણ નથી અને અસ્રો જરા બૂઠો છે. બપોરે અમને એક આખો ને આખો હજામ જ સોંપી દેવામાં આવ્યો. ચેટ્ટી તેમજ બીજા બધા આજે સાફ હજામતનું સુખ ભોગવી રહ્યા છે. અમારા ડેપ્યુટી જેલરના ધારવા પ્રમાણે આખા જગત્માં અસહકારી લોકોની આબરૂ દરેક રીતે ઉતરતી જ

છે. કોઈએ તેની એવી માન્યતા કરી દીધી છે કે પ્રથમ આ જેલ ઈન્દ્રપુરી જેવી હતી તેને અસહકારી લોકોએ આવીને નરકપુરી કરી મેલી છે! જેલમાં પૂરાયેલા અસહકારીથી ડરે છે તેટલો તે કશાથી ડરતો નથી. બિચારાની તરફ આટલું ખરાબ વર્તન ચલાવવું ઘટતું ન હતું. તેણે અને બીજા જેલના અમલદારોએ બદવર્તન ચલાવ્યું હશે, પણ તેમ છતાં તિરસ્કાર અને ભયથી ભરેલું વાતાવરણ પેદા કરવું એ અણઘટતું હતું. આપણા સરદારે બતાવેલા ધર્મનું ઉલ્લંઘન થયા વગર આવી સ્થિતિ ઉત્પન્ન થવી શક્ય નહોતી. તેઓનું વર્તન ખરાબ જોઈએ ત્યારે તેમને મ્હોડામ્હોડ કહીને તેમને સુધારવાની આપણી ફરજ હતી. તેમના ઉપરી અમલદારો પાસે તેમને શિક્ષા કરાવવી એ આપણી ફરજ નહોતી. કેદખાનામાં તો આપણા સિદ્ધાન્તનો પૂરેપૂરો પ્રચાર કરવાની સરસ તક છે. અજ્ઞાન અને અભણ લોકોને અહીં આપણે આપણને આદરથી જોતા કરી શકીયે. પ્રથમ જેઓના આપણે વિષે ખોટા ખ્યાલ હોય તેમને પણ અહીં જીતી લેવાનો લાગ છે. જેમ જેમ દોષ, કુવ્યવસ્થા, અને અત્યાચારો વધારે તેમ તેમ આપણા સરદારના શાન્તિદાયક સિદ્ધાન્તોનો અમલ કરવાના વધારે વધારે અવસરો. આપણા સરદાર પ્રત્યે જેલની અંદર પણ આપણે ફરજ બજાવવાની રહે છે. કેદખાનું એ એક નાની સરખી પતિત દુનીયા જ છે. ત્યાં પશુઓ ઉપર અમલ કરવા પશુઓને છોડવામાં આવે છે. આવા કેદખાનામાં પણ આપણા સરદારના સિદ્ધાન્તોની શ્રેષ્ઠતા સ્થાપિત કરવી એ આપણો ધર્મ છે.

## ૨૬ : ૧૨ : ૨૧

ગઈ રાત્રે દમનો ખુબ ત્રાસ થયો. મારી પાસે કંઈ દવા ન હતી.

મારી કોટડી ૧૧॥ ફુટ લાંબી ને ૮॥ ફુટ પહોળી એવી લંબ-ચોરસ છે. તેમાં એક જ બારી છે. પૂર્વ બાજુની ભીંતમાં ભોંયથી ૬ ફીટની ઉંચાઇએ તે છે, અને તેને સળીયા જડી દીધેલા છે. તેની લંબાઈ ૪॥ ફુટ અને પહોળાઈ ૨ ફુટ હશે. છાપરું અર્ધગોળ

ચણતરનું છે. તેનો ઉંચામાં ઉંચો ભાગ ૧૦ ફુટ ઉંચો હશે. કોટડીનું બારણું એ સળીયાનું બનાવેલું છે અને તે ૬ાા ફુટ ઉંચું ને ૩ ફુટ પહોળું છે. ૧૮ કોટડીઓની એક લાંબી હાર આથમણા દ્વારની છે તેમાંની એક આ કોટડી છે. બધી કોટડીઓનો એક સળંગ ઓટલો ૫ ફુટની પહોળાઈનો છે, અને સામે ઠીક ઠીક ખુલ્લો ભાગ છે. વાયવ્ય ખૂણામાં જાજરૂ છે અને કોટડીઓને આથમણે છેડે એક સળંગ ખાળ છે. કોટડીઓની હારની પછવાડે અમારી બારીઓની નીચે જ ગટર હોવી જોઈએ, કારણ કે ત્યાંથી વખતો વખત મૂત્રની બદબો આવ્યાં કરે છે. પાછળના ભાગમાં ચોકી કરનાર દરોગાઓ—કે જે આ ગંદકી કરનાર હતા—તેમને કેટલીયે વાર ફરીયાદો કરી ત્યારે આખરે મારી મુદત પૂરી થતાં થતાં આ ફરીયાદ દૂર થઈ.

અમારી જ લાઈનમાં ચારેક કોટડીઓમાં ફાંસીના કેદીઓ છે. એ લોકોને પોતાનાં વાસણ અજવાળી તેમાં ખાવાનું લેવા સારૂ અમુક અમુક વખતે બહાર કહાડવામાં આવે છે. ખુલ્લા ચોગાનના નૈઋત્ય ખૂણે એક નળ છે, પણ તેમાં ઘણી વાર પાણી આવતું જ નથી. અમારે માટે પાણીનું એક વાસણ ભરી લાવીને રાખવામાં આવે છે. ચાર ઝાડ,—બે લીમડા એક સાગ અને એક બીજું ઝાડ—અમારા ચોગાનની શોભામાં વૃદ્ધિ કરતાં હતાં. તેમાંના એક ઝાડની નીચે ઇંટચુનાના નાના નાના ઓટલા કરવામાં આવ્યા છે. કેદી લોકો તેના ઉપર ભાણું મૂકીને ખાય છે. ઝાડનો છાંયડો સરસ છે, પણ કાગડાઓની મહા ઉપાધિ છે. અમને દરેકને એક એક એલ્યુમિનીયમની તાંસળી અને એક એક એલ્યુમિનીયમનું પવાલું આપવામાં આવ્યું છે. અમારે ખુલ્લામાં—ગમે તો ઉભા ઉભા નહિ તો ભોંય પર બેસીને—ખાવાનું હોય છે. સંતરી લોકોના નાના ઓટલા હોય છે તે અમે લોકો વાપરીયે છીયે. મને લાગે છે કે એ નિયમ વિરુદ્ધ છે. જાજરૂ આ લાઈનના લોકો એકલા જ વાપરતા નથી. બીજી લાઈનોમાંથી પણ કેટલાયે લોકો અહીં જાજરૂ જવા આવે છે.

તાળાકુંચી થઈ જાય તે પહેલાં ભંગી આવીને અમારી કોટડીના ખુણામાં બે ઠામ મૂકી જાય છે. રાતના મળમૂત્રવિસર્જન આમાં કરવાનું હોય છે. આ ઠામમાં પાણી પચે છે. તેમને ઢાંકણાં હોતાં નથી. રાત્રે પથારીથી ૪ ફુટને અંતરે આવાં ઠામ પડયાં હોય તે કોટડીને અળખામણી બનાવી મેલે છે. વળી એ ઠામ તમારાં જ વાપરેલાં રોજ પાછાં મળે છે એમ પણ નથી. રોજ સવારે બધી કોટડીઓનાં શૌચપાત્રો એકઠાં કરવામાં આવે છે અને સાફ કરીને સાંઝે દરેક કોટડીમાં વહેંચી દેવામાં આવે છે. જેનું તેને મળે જ એવો નિયમ નહિ. મેં આ બે ઠામમાં એકને બીજાના ઢાંકણા તરીકે વાપરવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ તે ગોળ બેઠક વાળાં હોવાથી એટલાં બધાં ગબડતાં હતાં કે ઉપરાઉપરી રાખતાં સાજાં રહે તેમ નહોતું.

અહીં આવ્યા એટલે બધી નાજુકતા તો બહાર મૂકીને જ આવવું જોઈયે. મેં જોયું છે તે ઉપરથી મારે અહીં નોંધ લેવી જોઈયે કે લાંબી લાંબી સજાવાળા કેદીઓ—જે કેદીઓને ગંભીર અનીતિના ગુન્હાને કારણે સજા મળેલી હોય છે, તેઓ પણ—અહીં આવ્યા પછી બહુ સારી રીતે વર્તે છે, અને અસભ્ય વર્તન જણાતું નથી. નાજુકાઈ પરાણે મૂકવી પડે છે એટલું જ, બાકી બીજી રીતે અસભ્યતા જેવું કંઈ નથી હોતું.

ફાંસીના કેદીઓ ઉપર ચોકી રાખનારા દરોગાઓ રાત આખી ઘાંટા જ તાણ્યા કરે છે. તેઓ પોતે તો બદલાઈને નવા નવા આવતા જાય છે, પણ કેદીઓને માટે તો આ ઘાંટા એકસરખા ચાલુ જ રહે છે. અમારા મિત્ર મહમદ ઘાઉજીની પ્રાર્થના ચાલતી હોય તેમાં દરોગા લોકોની અશ્લીલ વાતો જ્યારે સંભળાય છે ત્યારે બહુ દાઝ ચડે છે. એ પ્રાર્થનામાં જો કંઈ અન્તરાય ન હોય તો બધા કેદીઓને ઉમદા ધાર્મિક સંગીત સાંભળવાનો લાભ મળે.

મારાં ધોયેલાં કપડાં શહેરમાંથી આવ્યાં. જેલર પાસે કેટલીક ચીજો મેં મારે ખર્ચે મંગાવેલી—થોડા કાગળ, કપડાં, મીણબત્તીઓ,

દીવાસળી—એ બધું પણ સાંજના મળી ગયું. જેલમાં સારી ચાખડીઓ પુષ્કળ બને છે. હું એક જોડી લેવાનો છું. જેલરે મારી જોડીના પટ્ટા જરા ટૂંકા કરાવી આપવાનું કહ્યું છે.

સાંભળ્યા પ્રમાણે પાંચ નવા અસહકારીઓ આવ્યા છે ને તેમને બહાર કોરન્ટાઈનમાં રાખવામાં આવ્યા છે. જેમ અમને સીધા આ વિભાગમાં જ લાવીને ઉતાર્યા તેમ તેમને પણ કેમ નહિ ઉતાર્યા હોય? કોને ખબર; તેમને અમારાથી અલગ પણ રાખવા હોય.

આંધ્ર દેશનો એક જણ બાપડો આજે મને કહેતો હતો કે સ્વરાજ મળી ગયું એમ છાપામાં આવી ગયું છે અને ૩ વર્ષ સારી આલચાલગત રાખીયે તેના ઉપર એ કાયમ થવાનો આધાર છે. એણે કાં તો શાહજાદાના કોઈક ભાષણ વિષે સાંભળ્યું હશે. શાહજાદાએ ક્યાંક 'સુધારા'ના ધ્યેય વિષે ભાષણમાં કહ્યું હશે.

મહાસમિતિ અને વિનીત આગેવાનોની ચર્ચાઓ આજે પૂરી થવા આવી હશે. સર્વ પ્રજાઓનો પાલક આપણો માર્ગદર્શક બનો, આપણામાં હિંમત, દૃઢતા અને બળ પ્રેરો.

અમને કંઇ છાપાં આપવામાં આવતાં નથી. કોને ખબર, આયર્લૅન્ડના લોકો આખરે શા નિશ્ચય પર આવ્યા.

## ૨૭ : ૧૨ : ૨૧

મહાન સમારંભ ખતમ થયો. જેલના સુપરિન્ટેન્ડન્ટ સાહેબ આખી જેલમાં ફરીને દર સોમવારે દરેક કેદીને મળે છે; એટલે કે દરેક વિભાગ પાસે થઇને તે ચાલે છે, અને દરેક કેદીએ પોતાનો કામળો અને ચટાઈ મ્હોં આગળ રાખીને પોતાની કોટડીની સામે ઉભા રહેવાનું હોય છે. સુપરિન્ટેન્ડન્ટે મને કહ્યું: 'તમારી ખાનગી ચટાઈ પણ બહાર કહાડવી જોઇયે. જમીન બહુ મેલી હોય તો તમે ઓટલા ઉપર મૂકી શકો છો.' ગઈ કાલે નાતાલનો તહેવાર હોવાથી

આ તપાસણી–સમારંભ આજે થયો. મેં તેને પૂછ્યું: 'અમને વર્તમાનપત્રો મળી શકે ?' તે કહે: 'નહિ જ.' મને ઇસ્પીતાલ મોકલવા બાબત મેં તેને યાદ ન આપી, કેમકે જેમ થતું હોય તેમ થવા દેવું એ મારી ઇચ્છા હતી. ચાંદમીયાં સાહેબ કરીને એક ચિત્તોડના દરજી ભાઈ હતા તે સખ્ત સજાવાળા હોવાથી તેને બહાર કોરન્ટાઈનમાં લઈ જવાનો સુપરિન્ટેન્ડન્ટે હુકમ કહાડયો. તે બહાદુર, ઉંચો ને મજબૂત માણસ છે; ઉમરે ૪૩ નો હશે.

ગઈ રાત્રે મને દવા મળી તેથી દમના ઉછાળા જરા નરમ હતા. જમણો પગ બિચારો બહુ પીડાયો છે અને તેમાં જ એક નવું ગુમડું નીકળ્યું છે.

ચિત્તવૃત્તિઓનો સંયમ કરવામાં, આ કેદનું સાચું સ્વરૂપ કેવું છે–દેશની દશા શી છે તે મનને ગળે ઉતારવામાં હું જરાયે કચાશ રાખતો નથી, છતાં કંઈક અણચિંતવ્યું હૃદયદૌર્બલ્ય ક્યારેક ક્યારેક મને પરવશ બનાવી મેલે છે. તે વર્ણવ્યું વર્ણવાતું નથી. તર્કશાસ્ત્રના નિયમોમાં તેને બાંધી શકાતું નથી. મને લાગે છે કે કુટુંબવાત્સલ્યની એ તૃષ્ણા હશે. મારી આસપાસ કેદી લોકો, દરોગા અને મારા જેવા અસહકારીઓને હું જોઉં છું. તેમનામાં આદર છે, માયા છે, ભ્રાતૃભાવ છે. પણ જે પ્રેમ માટે મન ઝંખે છે તે તેમને જોઈને ઉદ્ભવતો નથી. આ લાગણી વખતોવખત મને ચોતરફ અંધકારમય આકાશની જેમ ઘેરી વળે છે, અને તે વખતે માતાથી બાળકો જરા વિખૂટાં પડતાં જેવાં ભયભીત થાય છે તેવો ભયભીત હું થઈ જાઉં છું. સર્વ સૃષ્ટિની પરમ જનની મને બળ અને હિંમત આપો. મારી પ્રત્યે પ્રેમ વરસાવનારાંઓ હજુ પણ જેલની બહાર રહ્યાં રહ્યાં પ્રેમ વરસાવ્યાં જ કરે છે અને આ વિયોગને લીધે વળી વધારે વરસાવતાં હશે. જેલના જંગી દરવાજાની આરપાર થઈને તેમની પ્રેમધારાઓ મારા સુધી પહોંચે છે. આવી ભ્રમભૂલી મનોદશામાં પણ તેમના પ્રેમનું વાસ્તવિક સ્વરૂપ સમજવાની મારામાં શક્તિ આવો અને તેના વડે મારામાં ધૈર્ય આવો.

સાંજરે ૬ વાગે હમેશની જેમ પૂરી દેવામાં આવ્યો. દમની દવા બે વાર પીધી છે.

ફક્ત બે જ ચીજો આપણી અને સ્વતંત્રતાની વચમાં છેઃ જેલનો ભય તથા મોતનો ભય. જેમ અમે જેલ ગયા છીયે તેમજ જો આપણા લોકોની મોટી સંખ્યા જેલમાં દાખલ થશે તો જેલનો ભય તો સમૂળગો નાબૂદ થશે. અને જેલવાસનો કાળ આપણા મહાન ધર્મનું અધ્યયન કરવામાં ગાળીશું તો મોતનો ભય પણ સ્હેજે જીતી શકીશું.

ગરમ પાણી મેળવતાં જરા મુશ્કેલી પડી. ગરમ પાણીની છૂટ કાયદેસર આપવામાં નથી આવતી એમ મને ખબર મળી તેથી હું ઠંડે પાણીએ જ ન્હાયો.

૨૮ : ૧૨ : ૨૧

**આ** આશ્રમમાં આજે આઠમી રાત્રી છે. આ વિભાગમાં અમને વધુ વખત રાખવાના નથી એવી ખબર મળી. આ કોટડીઓ ફાંસીના અને એકાન્તવાસના કેદીઓ સારૂ છે. એકાન્ત કેદવાળાઓને કોટડીમાં રાખે છે ત્યારે લોઢાના જાળીયાવાળા કમાડની આડું એક લાકડાનું કમાડ પણ દઈ દેવામાં આવે છે કે જેથી કોટડી અંધારી થઈ જાય અને વધારે પડતી હવા અંદર પેસી ન શકે.

રાજદ્વારી કેદીઓને રાખવાની રીતના સંબન્ધમાં ઘણું કરવા જેવું છે. હું જોઈ શકયો છું તે પ્રમાણે તો સામાન્ય, સાદા કે સખ્ત કેદીઓને રાખવામાં આવે છે તે જ રીતે તેમને પણ રાખે છે ખોરાકમાં, શિસ્તમાં કે મજુરીમાં કોઈ જાતનો ભેદ રાખવામાં આવતો નથી.

બંડખોર મોપલા કેદીઓને ઘણી જ સખ્ત મજુરી આપવામાં આવે છે. જ્યારે આપણે જાણીયે છીયે કે તેઓ અહીં ચોરી ચાડી

જેવા કોઈ નૈતિક ગુન્હાસર આવેલા નથી, પણ ધર્મ અને સ્વતંત્રતાનો જેવો ખ્યાલ તેમના આગેવાનોએ તેમને આપ્યો હશે તેને ખાતર પૂલો તોડવાના, તારનાં દોરડાં કાપવાના કે પાટા ઉકેલવાના ગુન્હાસર તેઓ અહીં આવેલા છે, ત્યારે દિલમાં દર્દ થયા વગર રહેતું નથી. એ દર્દમાં સમાધાન એટલુંજ છે કે જે રીતે સરકાર આજે તેમને રાખે છે તેવી જ લડાઈની રીત એ મોપલાઓ જાણતા હતા.

જેલના વાતાવરણમાં હોય છે તેટલી કુતૂહલવૃત્તિ બીજે કોઈ સ્થળે નહિ હોય. દરેક કેદી કંઈક ભારે બોજો ઉપાડીને જતો હોય છે અથવા જાજરૂએ જતાં એકાદ મીનીટની નવરાશ પામે છે ત્યારે આતુરતાથી પૂછે છે: 'ક્યાં સુધી અમારે આમ ને આમ મજુરી કરવી પડશે? સ્વરાજ ક્યારે આવે છે? આપણે જીતશું કે નહિ? ગાંધી ક્યાં છે વગેરે.'

ધોવાનું કામ મારે માટે બહુ જ અઘરૂં છે. આજે મને એટલો થાક જણાય છે કે મને ખાવું ભાવ્યું નહિ અને ખાધા પછી બે વાગ્યા સુધી પથારીમાં પડયા રહેવું પડયું. હું કેટલો નબળો થતો જાઉં છું? મૂર્ખાઈમાં જુવાની ગુમાવી બેઠા ન હોઈયે તોપણ ઘડપણ અને બિમારી તો ભાવ ભજવ્યા વગર નથી જ રહેતી.

રંગય્યા ચેટ્ટી જોડે મારે આજે જ વાત થઈ હતી કે અહીંનો ખોરાક એ એક જાતનો સંયમ જ છે. અહીં મળે છે તેનાથી યે ઓછી વાનીઓ અને તેનાથી યે હલકો ખોરાક ઘરમાં રહ્યાં પણ કેટલાયને મળે છે. સવાર સાંજ બન્ને વખત કોલમ્બુ અને ભાત, અને તેમાં ધૂળ, કાંકરી, વાળ, ઉન અને એવી એવી અસંખ્ય ચીજો—આ ખોરાક આપણને નીરસ લાગે છે, કારણકે આપણે આજ સુધી આપણી આસપાસ જે લોકો લૂખું જીવન ગુજારી રહ્યા છે તેમનો ખ્યાલ જ કર્યો નથી. સંતરીના ઓટલા ઉપર બેસી અમે ત્રણ જણ—શાસ્ત્રી, ચેટ્ટી અને હું—ખાઇયે છીયે ત્યારે આવા આવા વિચારો કરતા આનંદિત રહીયે છીયે. ધાઉઝને ભાત અને કોલમ્બુ

બીજી જાતનાં મળે છે. જેલમાં આવ્યા તો ત્યાં પણ નાતો ને જાતો તો અમારી કેડે જ છે. જેલવાળાઓ ઘણે ભાગે નાતોના ધોરણસર ખાવાનું આપે છે.

કોઇ બાપડા મોપલા કેદીની સળીયાની બેડીઓના ખણ-ખણાટ સતત કાને પડતા રહે છે. જેલના અમલદારે થમ્બુસામી નાઈડુ અને નટેશ પીલ્લૈ એ બે દિન્ડુગલના મિત્રો તરફની મારી મુલાકાતે આવવાની માગણી બતાવી. જવાબમાં મેં લખ્યું કે 'તમારી માયા માટે આભાર માનું છું, પણ ધારા પ્રમાણે મને મહિને એક જ મુલાકાત મળતી હોવાથી માફી માગી લઉં છું. હું ખુશીઆનંદમાં છું. તમારી મુલાકાતથી કંઈ વિશેષ અર્થ સરે એમ નથી.' જાણ્યા પ્રમાણે મુલાકાતો લેતી વખતે વાળાની જાળી આડી રાખવામાં આવે છે. એવી સ્થિતિમાં મુલાકાતની છૂટનો લાભ લેવો કે કેમ એનો હું વિચાર કરી રહ્યો છું.

ગુલામગીરી હજુ નાબૂદ થઈ નથી. જેલરાજ્યનું આખું બંધારણ ગુલામી મજુરીનો ઉપયોગ કરવાની એક સંપૂર્ણ યોજના જ છે. મજબૂત શરીરવાળા હજારો માણસો પાસે મહેનતાણું આપ્યા વગર જ મજુરી કરાવવામાં આવે છે, સ્વચ્છ પશુબળ અને ક્રૂરતાનો અમલ ચલાવવામાં આવે છે અને તે બધું જેલની દીવાલોની ભીતરમાં થતું હોવાથી જાહેરની નજરે આવતું નથી અને ટીકાને પાત્ર થતું નથી. જ્યાં ઢોરનો ઉપયોગ થઇ શકે, અથવા ઢોરનો જ ઉપયોગ કરવો ઘટે, ત્યાં પણ—જેમકે તેલની ઘાણી ફેરવવામાં કે પાણીનો કોસ ખેંચવામાં—માણસોને જ વળગાડવામાં આવે છે, કારણકે ગુલામો સંખ્યાબંધ મળી શકે છે. જેલના બંધારણમાં આ ઘાતકીપણાની સાથે સાથે સુધારો કરવાની સ્હેજ પણ ગંધ હોત તો હું તેનો આવો તોલ ન બાંધત. સુધારણાનો પ્રયત્ન નથી એટલું જ નહિ, પણ જેલના સત્તાવાળાઓ તો એમ માને છે કે સજા થયેલ કેદી કોઈ પણ રીતે નીતિમાં સુધરવો અશક્ય જ હોય છે. તેની ઉચ્ચ વૃત્તિઓને કે તેના આત્માને સ્પર્શ કરવાનો પ્રયત્ન જ કરવામાં આવતો

નથી. કોઈ માનતું પણ જણાતું નથી કે કેદીને ઉચ્ચ મનોવૃત્તિઓ અથવા આત્મા હતા હશે. તેથી હું કહું છું કે જેલ એ કેવળ ગુલામોની મજુરીથી ચાલતું કારખાનું જ છે. તેમાં ઓછામાં ઓછો ખોરાક આપીને વધારેમાં વધારે કામ કઢાવવાનો જ વિચાર હોય છે. અહીં ગુલામો કાયમી માલીકીના નથી હોતા, પણ અમુક મુદતને સારૂ તેમને રોકેલા હોય છે. આથી તેમની તન–દુરસ્તી કે મન–દુરસ્તીની એટલી બધી કાળજી કોઇને નથી હોતી. માત્ર તેમની પાસેથી કઢાવી શકાય તેટલું કામ કઢાવવાનો ખ્યાલ રાખવામાં આવે છે. અને ધણીનું કામ બરાબર થાય એટલા પૂરતી તેમની ચાલચલગત સારી રાખવામાં આવે છે; પણ તેને માટે શિક્ષણ કે દૃષ્ટાંત બેસાડવા જેવી ધીરી ને કંટાળો ઉપજાવનારી રીત ન લેતાં કડક દેખરેખ અને ઘાતકી સજાનો જ પ્રયોગ કરવામાં આવે છે. જેલના અમલદારો એક ખાસ પ્રકારના ગુલામ–ગોવાળ હોય છે અને કેદીઓ એ ખાસ પ્રકારના ગુલામો છે. આવા સંજોગોમાં કોઈ જાતની નૈતિક પ્રગતિ કે પુનરૂદ્ધાર ક્યાંથી જ સંભવે ?

## ૨૯ : ૧૨ : ૨૧

દવા લીધા છતાં દમ ઉપડવાથી મારી રાત્રિ બગડી. હું ધારૂં છું કે તે રાતના વાળુને લીધે હશે. દરોગાઓ વચ્ચે મોટો કજીયો થયો. ગઈ રાત્રે એક પંચમ દરોગાએ મારા પડોશી ધાઉજીની નમાજનો ઘોષ સાંભળીને કંઈક મશ્કરી કરી હશે, તે સાંભળીને બીજો એક મુસલમાન દરોગો હતો તે ખીજાઈ ગયો. સવાર સુધી તો તેણે ગુસ્સો દબાવી રાખ્યો, પણ સવારે તેનો ગુસ્સો ભભુકી ઉઠયો. પરિણામ એ આવ્યું કે પેલા પંચમની ન્યાત ઉપર મુસલમાન વિશેષ જોર દેવા લાગ્યો. પેલો બિચારો એકલો પડી જવાથી પોતાના કૃત્યનો પસ્તાવો કરતો જણાયો, તે છતાં મુસલમાનનો કોપ તો શાન્ત થયો જ નહિ. મેં વચ્ચે પડીને બન્નેને તેમની ભૂલ સમજાવી.

ત્યાર પછી મહમદ ધાઉજીની નમાજમાં સીધી કે આડકતરી રીતે કોઇએ વિઘ્ન નાખ્યું નથી.

જ્યાં સુધી જેલવાસમાં શરીરની સાથે હૃદય પણ ભાગ લેતું નહિ થાય ત્યાં સુધી કેવળ જેલ ગયાથી કાર્ય સિદ્ધ થવાનું નથી. હાથ મિલાવવાથી કે ભેટવાથી હેત વધે છે એ ખરું, પણ પ્રેમને લીધે એકબીજા તરફ ખેંચાઈ આવતાં હૃદયનું જો તે બાહ્ય ચિહ્ન હોય તો જ. પરાણે કે રૂઢીની ખાતર જ ભેટવું પડે તેની કશી જ કિંમત નથી. તે જ પ્રમાણે જો હિન્દુસ્તાનનાં સ્ત્રીપુરુષો જેલને ભેટશે તો જેલના દરવાજામાં થઇને જરૂર સ્વતંત્રતા મળશે. દેશભક્તિ દેખાડવાની એક રૂઢી પડી ગઈ છે એટલા સારૂ નહિ, પણ જેલ બહાર પ્રવર્તતી પ્રજાકીય ગુલામીની દુઃખદ દશામાંથી છૂટીને કોઈ સુખવાસમાં આરામ લેવા જતા હોય તેમ આ જેલ તરફ તેઓએ ખેંચાઈ જવું જોઇયે. જો સેંકડો સ્ત્રીપુરુષોને લાગી જાય કે જેલ બહાર રહીને અન્યાયનો અને રાષ્ટ્રીય બેઇજ્જતીનો સહકાર કરવો એ દુઃસહ છે અને એમ સમજી લેવા સહકારથી છોડવનાર જેલવાસને સુખનું ધામ ગણીને તેઓ શરણે જાય, જો હિન્દુસ્તાનનાં સ્ત્રીપુરુષોને લાગી જાય કે જેલનાં દુઃખો ને અગવડો બહાર ચાલતા પાપ સાથે સહકાર કરવો પડે તે કરતાં બહેતર છે, તો તેમનું જેલ આવવું એ આપભોગ બનશે, અને ઈશ્વરી નિયમોને અનુસરીને તેનું પરિણામ નિપજ્યા વિના નહિ જ રહે. એવા જેલવાસથી પ્રજાને એકદમ કંઈ લાભ ન દેખાય તોપણ દરેક વ્યક્તિને એટલો તો સંતોષ રહેશે જ કે પ્રજાને ગુલામીમાં રાખવામાં રાજીખુશીથી મદદગાર થવાના દુઃખમય પાપથી તે પોતે તો બચી ગયો. જો અહિંસાધર્મમાં આપણી શ્રદ્ધા હોય, પ્રેમ અને પ્રેમાર્થે સહન કરવાનો કાયદો જો આપણે માનતા હોઇયે તો તો આ રીતના જેલવાસથી આપણે અવસ્ય જીતવાના છીયે. જે પાપનો આપણે નાશ કરવા માગીયે છીયે તેની સામે બંડ પોકારવાનું મુખ્ય સાધન આત્મસમર્પણ છે અને તેથી જ ઉતરતું એવું સાધન જેલવાસ છે. જેલવાસનાં સંકટ જેટલાં અધિક, ત્યાંની રીતો જેટલી ક્રૂરતાભરી, બહારના જગત્નો સંબંધ જેટલો ઓછો, તેટલા જ આપણે જેને ગુંગળાવવાને અને મારી નાખવાને કૃતસંકલ્પ છીયે

તે પાપમય પદ્ધતિ સાથેની મરજીયાત ભાગીદારીમાંથી આપણે મુક્ત અને તેટલું જ એ ઉદ્દેશની સિદ્ધિ કરાવવામાં આપણું બલિદાન અસરકારક. પશ્ચિમના ઇતિહાસમાં આપણે વાંચીયે છીયે કે વીર પુરુષો સ્વતંત્રતા અને ધર્મને ખાતર ભેજવાળાં ભોંયરાંમાં પૂરાઈ રહ્યા હતા અને ભયંકર વેદનાઓ સહન કરી ગયા છે; એ બધું આ ઈશ્વરી નિયમમાં શ્રદ્ધા હોવાથી જ. આપણી પ્રજા જે જવાબ આપી રહી છે તે આશાભર્યો તો છે જ, પણ તે વીર નરોના પ્રમાણમાં આપણે તો હજુ સોમા હિસ્સાની પણ દૃઢતા દાખવી નથી, સોમા હિસ્સાની પણ કર્તવ્યપરાયણતા દાખવી નથી. આજે કેટલા જણ જેલને આલિંગન આપી રહ્યા છે તેમની સંખ્યા આપણી આશાનું માપ નથી. તે આલિંગન કેટલું હૃદયનું છે, જેલ બહાર રહી પાપને મદદગાર થવા કરતાં જેલમાં પૂરાવું પસંદ કરવામાં આપણી પસંદગી કેટલી અંતરની છે એ ઉપરથી જ આપણી આશાનું માપ કહાડી શકાય. જેલ ગયા એટલે કંઈ યાંત્રિક ઢબે ફળ મળી જશે એમ માનતા હોઇયે તો તે મિથ્યા છે. જેલતૃષ્ણા એ હાર્દિક દુઃખને પોતાની ચાલુ સ્થિતિ દુઃસહ થઈ પડવાથી તેણે જગાવેલા બંડનું ચિહ્ન હોવી જોઇયે.

### ૩૦ : ૧૨ : ૨૧

**આં**ધ્રવાળાઓથી અમને છૂટા રાખવાનો અધિકારીઓએ નિશ્ચય કર્યો હોય એમ જણાય છે. ખૂનના તહોમતદારો અને તોફાની કેદીઓ સાથે દશથીયે વધારે દિવસ થયાં અમે ત્રણ જણ—હું, ચેટ્ટીયાર અને શાસ્ત્રીયાર—એકાંત કેદમાં પૂરાયા છીયે. અમને બીજે ઠેકાણે લઈ જશે અથવા મને ઈસ્પીતાલમાં મૂકશે એવું કંઈ લાગતું નથી. અલીગઢના બે જુવાન વિદ્યાર્થીઓ લક્ષ્મીનારાયણ અને બીજા કેટલાક ઈસ્પીતાલમાં છે તેથી કદાચ મને ત્યાં નહિ લઈ જતા હોય.

છોકરાંઓને મોકલવાને એક કાગળ લખ્યો છે. થોડું તેલ હમણાં જ આવ્યું અને જમણા પગના નવા ફોલ્લાઓ ઉપર તે

લગાડયું. સાબુ અને ઊના પાણીથી ડાબો પગ ધોયો અને મલમ ચોપડયો. છાપાં વાંચવાનાં નથી મળતાં. ખરેખર ઉંચામાં ઉંચો સંયમ કેળવાય છે. આજ નહિ જેવું વાંચ્યું.

**૩૧ : ૧૨ : ૨૧**

પેટ સારું હતું. આયોડાઈડ મિશ્રણના બે ભાગ લીધા છતાં ઉંઘ ન આવી. રાતના બાર વાગે ફેફસામાં દરદ થયું તે છેક પરોઢીયા સુધી રહ્યું. હવે તો દરરોજ મારા દરદનાં રોદણાં રડી રડીને કંટાળ્યો. હે પ્રભુ, આ દેહ સારો હોત અને આ જીવાત્માને મુક્તપણે ખેલવાનો અવકાશ મળતો હોત તો કેવું સારું !

આજે સુપરિન્ટેન્ડન્ટ મને મળ્યા. મારો રાતનો ખોરાક હલકો હોવો જોઈયે એ એણે કબૂલ કર્યું અને મને પાંઉ રોટી અપાવવાની કોશિશ કરીશ એવું વચન આપ્યું. મને ન્હાવાને ઉનું પાણી આપવાનું પણ એણે મને વચન આપ્યું. પોતાના વિચારોને સત્વર આચારમાં ઉતારવાની એને આદત નથી. એણે જાણીજોઇને મને ઇસ્પીતાલમાં ન રાખવાનું અને મારી બધી સારવાર—ગુમડાંની અને બીજા બધા વ્યાધિઓની—અહીં જ થાય એવું નક્કી કર્યું છે. રસીની પીચકારી મરાવવાની એણે ખાસ ભલામણ કરી. તે પ્રમાણે સાંજે મારા શરીરમાં પીચકારી મારવામાં આવી. મારા પગને કંઈક બારીક જેવાની વરાળની બાફ પણ આપવામાં આવી. પણ ઈસ્પીતાલથી અહીં સુધી લાવતાં ગરમ પાણી ઠરી જાય છે. વેલોરના મિત્રોએ મને રેંટીયો અને પૂણી મોકલાવ્યાં છે. ચેટ્ટીયાર અને શાસ્ત્રીયાર કાંતતાં શીખે છે. ધાઉજી સાહેબનો હાથ સારો બેઠેલો છે.

છોકરાંને કાગળ લખ્યો ને રજીસ્ટર કરીને મોકલાવવાને માટે સુપરિન્ટેન્ડન્ટને પહોંચાડયો.

**૧ : ૧ : ૨૨**

રાતે ઉંઘ બહુ થોડી આવી હતી. પીચકારીને લીધે જરા તાવની ધખારી પણ આવી ગઈ. તેમાં શ્વાસે પણ સાથ દીધો. સવારે દરરોજ

કરતાં ઓછી કાંજી લીધી. ઘડીક રેંટીયે કાંત્યું. પગને સ્હેજ ગરમ પોટીસ અને ટીંકચર આયોડાઇન લગાડયું. પગના બધા વાળ તદ્દન કઢાવી નાખ્યા.

ડેપ્યુટી જેલર મદ્રાસ જઈ આવ્યા લાગે છે અને ત્યાં એના મિત્રો પાસે મારે વિષે વાત સાંભળી આવ્યા જણાય છે. હવે મારી સાથે સારી રીતે વર્તે છે. સુપરિન્ટેન્ડન્ટે મને ઉનું પાણી આપવાનો હુકમ કર્યો છે એમ ધારૂં છું. ડેપ્યુટી જેલરે મને થોડુંક તેલ અને સાબુ આપ્યાં. દરોગાએ ન્હાવામાં મદદ કરવા બે કેદીઓ આપ્યા અને કોઠારની એક ઓરડીમાં બેસીને આજે સ્નાનનું બાદશાહી સુખ મેળવ્યું. જો આમ જ દરરોજ ચાલતું હોય તો જેલનો વિયોગ કોને ગમે ?

હમણાં સમજાયું કે કેટલાક આંધ્રના મિત્રોએ મારી સાથે વાતચીત કરવાની ખાસ માગણી કરી હતી. સુપરિન્ટેન્ડન્ટે અલબત્ત ના પાડી. ઉલટો તેમની માગણથી તે વ્હેમાયો, અને પરિણામે મને જાણીજોઇને છૂટો પાડવામાં આવ્યો. મેં સાંભળ્યું છે કે લક્ષ્મીનારાયણને ઈસ્પીતાલમાંથી પાછા લઇ ગયા છે. હવે કદાચ મને ઈસ્પીતાલમાં દાખલ કરે તો કરે. મારો પગ સારો થાય અને આ બીજા ત્રાસદાયક ફોલ્લા મટી જાય તો હું એવો સારો કેદી થાઉં !

## ૨ : ૧ : ૨૨

**તીવ.** મેં ભાત ન ખાધો પણ ચોખાનું પાણી પીધું. બપોરે મને ઈસ્પીતાલમાં લઇ ગયા. લખનૌના મહમદ હુસેન અને નેલોરના સુવાનો ઈસ્પીતાલમાં છે. મને દૂધ અને સાબુચોખા આપે છે. મારાથી થોડું જ ખવાયું; બાકીનું બધું પડયું રહેવા દીધું. ઈસ્પીતાલ વિષે મહમદ હુસેન ઘણી ફરીયાદ કરે છે. લાહોર કાવત્રાવાળા હીરાસીંગ અહીં છે. કેટલાક મોપલા પણ છે. મોપલાઓએ મારા જેલમાં આવવાનું કારણ પૂછયું. એ લોકો કહે છે કે મારા ત્રણ મહિનાને બદલે તેઓ પોતાનાં ચાર વર્ષ કુરબાન કરવા રાજી છે.

૩ : ૧ : ૨૨

ક્વિનાઇન અને 'કૅલોમલ' પીધેલું તેથી રાતના ત્રણ વાગે સાવ ગયો. જેલી જીંદગીનાં સંકટોમાં ઇસ્પીતાલ ઉમેરો કરે છે. માત્ર ત્રણ મોટા ઓરડા છે. અને નાના કે ખાસ ઓરડા તો મળે જ નહિ. આગળ પાછળ ઓટલા છે. મારા વૉર્ડ (ઓરડા) માં ૧૨ ખાટલા છે. ખાટલામાં માંકડનો સુમાર નથી. બધી બારીઓમાં સળીયા જડી દીધા છે અને માત્ર એક બારણું છે. જેલના બીજા ભાગ માફક સાંજ પડયે અહીં પણ તાળું મારવામાં આવે છે અને સન્તરીઓ કાન ફાડી નાખે એવી આલબેલની બૂમો પોકારે છે. આગળની પરસાળ ઉપર જે દરદીઓને તાજી હવાની જરૂર હોય તેઓને સુવાડે છે. સાંજના છ વાગ્યા પછી પાછલો ઓટલો શૌચને માટે વપરાય છે. અનેક રોગથી પીડાતા દરદીઓનું મળમૂત્ર વિસર્જન આખો વખત ચાલતું જ હોય છે. કમોડ કે સારા વાસણ જેવું કંઇ ન મળે. ઢાંકણા વગરનું એક ખુલ્લું વાસણ અને મોટાં ઠીબડાં આખી રાત ખુલ્લાં રાખી મૂકવામાં આવે છે. રાત બધી આ સ્થાન નર્કવાસ જ બની રહે છે. સવારનાં પાછું બધું સાફસુફ કરીને ખૂબ ફિનાઇલ છાંટી દેવામાં આવે છે અને સુપરિન્ટેન્ડન્ટ જે આઈ. એમ. એસ. ડૉકટર છે તે સવારના દસ વાગે આવે છે ત્યારે એને કંઈ પણ સુધારો કરવા જેવું લાગતું નથી. ઢાંકણાવાળાં શૌચપાત્રો અને સારાં કમોડ ઈસ્પીતાલમાં કેમ નહિ રાખતા હોય તે હું સમજી શકતો નથી. એમાં કંઈ ભારે ચાલુ ખર્ચ પણ નથી, અને સ્હેજસાજ ખરચે ખૂબ નીરોગિતા સાચવી શકાય છે. સવારના પ્હોરમાં ડેપ્યુટી જેલરની રહેમદિલીથ. પંજાબી કેદીઓના સોડામાંથી ઘઉંની રોટલી મળી. એક નિદાનસીંગ નામના વૃદ્ધ શીખે આવીને મને વંદેમાતરમ્ કર્યા અને રોટલી આપી. મેં કહ્યું: 'મને એ ભારે પડે. મારાથી એ ન ખવાય'. પણ એમ એ પાછા જાય તેવા નહોતા. એટલે મેં રોટલી લીધી અને એમનો ઉપકાર માન્યો. બાફતે લીધે પગ જરા નરમ પડયો લાગે છે. હવે દરદ

ઓછું છે. તાવ અને ક્વિનાઇને મારી બધી શક્તિ હરી લીધી છે. બેમાંથી કોણ વધારે જવાબદાર અને કોણ ઓછું એ તો કોણ જાણે ?

ઓરડાના એક ખૂણામાં લકવાનો દરદી સૂતો છે. તેના પડોશથી જીવનું અસુખ જરાયે ઓછું થતું નથી.

૪ : ૧ : ૨૨

ડૉ. ——— (જેને માટે મારે સખેદ નોંધ લેવી પડે છે કે ઉપરી આગળ એનાથી વધારે નરમ માણસ મેં જોયો નથી તેમ આ પ્રગતિમાન જમાનાની અસર ઝીલવામાં તેના જેવો જડ પણ મેં જોયો નથી.) તેમણે સુપરિન્ટેન્ડન્ટના હુકમનું પૂરેપૂરું પાલન કર્યું; મારા બધા ફોલ્લા ફોડી નાંખ્યા, પરૂ દાબી કાઢ્યું, પગ દવાના પાણીથી ધોયા, પારાવાળો મલમ ચોપડ્યો અને શરીરમાં રસીની પીચકારી મારી.

રાતે તાવ આવ્યો નહોતો એટલે મને સારો આરામ મળત, પણ કાલ રાતના કરતાંયે આજે તો માંકડોનું કટક વધારે જોસથી મારી પથારી પર ચઢી આવ્યું. નવા શિકારના આવ્યાની જાણ થતાં એમને કંઈક વાર લાગી હશે તેથી એક રાત મોડું થયું હશે. લગભગ આખી રાત આ ઘોર શત્રુ સાથે ઝપાઝપી કરવામાં જ વીતી ગઈ.

સુબારાવને સુપરિન્ટેન્ડન્ટ પર ઉપવાસ કરવાની ધમકીનો કાગળ મોકલવા માટે અને વેંકટરાવને સુપરિન્ટેન્ડન્ટ આગળ દર અઠવાડીયે થતી જંગી 'પરેડ' વખતે અદબ વાળીને ઉભા રહેવા માટે એકાંત ઓરડીમાં પૂરવામાં આવ્યા છે એમ સાંભળ્યું છે. અદબ વાળવામાં અપમાન કરવાનો કે સામા થવાનો હેતુ નથી હોતો તે બહુ થોડા જ યુરોપીયનો જાણે છે. એ લોકો જાણતા નથી કે એ તો હિંદુઓમાં ખાસ માન દર્શાવનારી રીત છે. સુબારાવ એ કુડાપાથી આવેલો એક જુવાન અસહકારી છે. તેણે સુપરિટેન્ડન્ટને ફરીયાદ કરી કે જેલરે એને અપશબ્દો (ગાળ) કહ્યા, અને જ્યારે સાક્ષી માગવામાં

આવ્યા ત્યારે તેણે તે વખતે ત્રણ કેદીઓ હાજર હતા તેમને સાક્ષ તરીકે રજૂ કર્યા. કેદીઓએ સુબારાવની તરફેણમાં સાક્ષ પૂરી, પણ પરિણામ એ આવ્યું કે આ ત્રણમાંના મુખ્ય સાક્ષીને જેલ અધિકારી વિરુદ્ધ સાક્ષી આપવા માટે સળીયાવાળી બેડીઓ પહેરાવવામાં આવી. એ બિચારાની આ વધારાની પીડાનું કારણ એ પોતે થઇ પડયો તેનું કુદરતી રીતે સુબારાવને લાગી આવ્યું. તેથી એણે સુપરિન્ટેન્ડન્ટને લખ્યું: 'મારે લીધે એક નિર્દોષ માણસને અન્યાય વેઠવો પડયો તેના પ્રાયશ્ચિત્ત દાખલ હું એક ઉપવાસ કરવા માગું છું.'

ગઈ કાલે એક સુથારે જે વાત કરી તે આજની બધી જેલોમાં પ્રવર્તતા વાતાવરણની સૂચક છે. 'આ બધાનો અન્ત ક્યારે આવશે ?' મેં કહ્યું: 'થોડા જ વખતમાં. આપણે ધીરજ રાખવી જોઇએ. પણ તમે શાનો અન્ત કહેવા માગો છો ?'

'સહુ કહે છે એ આવ્યું એ આવ્યું, તે સ્વરાજ ક્યારે આવશે ? દરરોજ ત્રણ રૂપીયાનું કામ કઢાવે છે અને બદલામાં ખોરાક આપે છે તેમાં મીઠાનું ઠેકાણું ન મળે, દાળ આખી અને કાચી; અને એવો ખોરાક પણ માણસનું પેટ અરધું જ ભરાય તેટલો. આ રીતનો અન્ત ક્યારે આવશે ?'

હિરાસીંગ વિષે મેં માહીતી મેળવી છે. એ પોતાને મોઢે એક શબ્દ પણ કહે તેમ નહોતો. એણે ધીરધારના ધંધામાં ચાર લાખ રૂપીયાની મીલકત એકઠી કરી હતી, તે બધી સરકારે ખાલસા કરી. એ વિષે પૂછીયે ત્યારે તે ચીના જેવી અંગ્રેજીમાં કહેશે 'ડોન્ટ કૅર.' હોંગકોંગમાં એ નાનપણથી ધંધો કરતો, પણ લડાઈ જાગી ત્યારે એને બાંગકોક લઈ ગયા; ત્યાંથી એ સીંગાપોર નાઠો અને પછી પંજાબમાં પોતાનાં ગામડામાં આવી પહોંચ્યો. છેવટે ત્યાં પકડાયો અને કાવતરાના ગુન્હા માટે તેને જનમટીપની સજા મળી. હઝારીબાગ જેલમાંથી તે નાસી છૂટયો. ફરી પાછો પકડાયો, અને આખરે હાલ તે આ જેલમાં રોગને લીધે બેસીયે ન શકાય એવી હાલતમાં ઈસ્પીતાલમાં પડયો છે. એ કહે છે કે હઝારીબાગ જેલમાં છ વરસ સુધી તે સૂર્યનું દર્શન સરખું પામ્યો ન હતો. તે કામ

કરતો, દળતો, ખાતો, સૂતો,—એ બધું જ એક એકાંત ઓરડીમાં. આખરે તેના મગજ ઉપર આનું માઠું પરિણામ થયું. એ કહે છે કે મને હવે હરવા ફરવા દે છે એ ભારે ઉપકાર છે. તે આનન્દી અને બહાદુર છે. તે કહે છેઃ 'જેલ મારૂં ઘર છે. કંઈક મારે ન કરવું હોય તો ન કરૂં, સજા ભોગવી લઉં, બસ.' હીરાસીંગે દલીલ કરીઃ 'બળજબરી વગર કોઈ પ્રજાને સ્વતંત્રતા મળી નથી. ચીનમાં પણ એમ જ હતું. અહિંસાની રીતે આપભોગ કરવાની શક્તિ તમે લોકોમાં આણી શકવાના નથી.' મેં એને સમજાવવા માંડયો કે (૧) આપણે પશુબળ વાપરવાને લાયક નથી. (૨) અહિંસામય બેઠો બળવો કર્યા વગર આપણામાં સ્વરાજ્યનો રાજ્યકારભાર કરવાની શક્તિ નહિ આવે. (૩) થોડાક માણસના બળથી પરદેશીઓની ઝુંસરી ફેંકી દેવાય તોપણ હિન્દુસ્તાનનું રાજ્ય તો એ બળની સત્તાવાળા થોડાઓના જ હાથમાં આવે, પણ અહિંસાત્મક બળવાથી તો સ્વાભાવિક રીતે હિન્દુસ્તાનના જનસમાજના હાથમાં સ્વરાજ આવે. અમારા દુભાષીયાનું કામ કરનાર મહમદ હુસેન બિમાર હતા, તેથી તે આ વાતમાં ટકી શકયા નહિ. એમને ફેર આવવા મંડયા તેથી અમે બધા સૂઈ ગયા. તેલુગુના રાઘવય્યા અને ચાર કેદી દરોગાઓને આજે આ જેલમાંથી બીજે લઈ ગયા. ઘણું કરીને અસહકારીઓને મદદ કરવાના શકથી એ ચાર જણાની બદલી કરવામાં આવી છે. રાઘવય્યા વિષે શું છે તે કંઇ સમજાતું નથી. એની માત્ર બદલી જ થઇ હશે કે કોઇ નવા આરોપસર મુકર્દમો ચલાવવા માટે એને લઈ ગયા હશે? શેષ રેડ્ડીને પણ લઇ ગયા—ઘણું કરીને નેલોરમાં બીજા આરોપસર જે મુકર્દમો મુલતવી રહ્યો હતો તે માટે. મારા પગમાં એટલું દરદ થાય છે કે વાંચવું કે લખવું અશકય થઇ પડયું છે.

૫ : ૧ : ૨૨

મહમ્મદ હુસેનને અને મને આગળના ઓટલા પર સુવાની રજા મળી. ત્યાં માંકડ મુકાબલે ઓછા હતા અને રાતના જાજરૂના

તમાસાથી પણ અમે જરા આઘા હતા. પગની પીડા હતી, છતાં રાતે સારી ઉંઘ આવી ગઈ. કદાચ પીચકારીને લીધે હશે.

ગઇ કાલ રાતે હીરાસીંગે અમને લાહોર કાવતરા કેસના કેદીઓની વાત કહી. એ બધા બિહારમાં હઝારીબાગ જેલમાં હતા. ખાવાનું ખરાબ, મહેનત પુષ્કળ અને શિક્ષા અસહ્ય. ફટકા, હાથકડી, ભીંત જોડે સાંકળે બાંધીને આખું અઠવાડીયું–રાત્રે પણ— ઉભા રાખવાની સજા, કોઇક વાર પાછળ હાથની તો કોઇક વાર આગળ હાથની હાથકડી, બધા કેદીઓને દાખલો પાડવા સારૂ ટાવરની ભીંત જોડે સાંકળે બાંધી રાખવાની, વગેરે સજાઓનું તેણે વર્ણન આપ્યું. એક પંજાબી જેલર આવ્યો ત્યારે તો દુઃખ એટલું અસહ્ય થઇ પડયું કે તેઓએ નાસી છૂટવાનો અને નાસી છૂટતાં પકડાય તો ગોળીએ વીંધાઇને અસહ્ય યાતનામાંથી છૂટવાનો નિશ્ચય કર્યો. ભંગીઓએ ત્રણ લોઢાના સળીયા આણી આપ્યા, અને એક જણે છાપરા આગળ ભીંતમાં અને કેટલાકે ભીંતના નીચેના ભાગમાં રાતને વખતે બાકાં પાડયાં. તે લોકોએ મોટે ઘાંટે ભજનો ગાયાં કર્યાં, જેથી બહારના ઓટલા પર પહેરો ભરતો સંતરી તેમના ખોદવાનો અવાજ સાંભળી ન શકે. કામ પૂરૂં થયું કે ત્રણ જણા રાતમાં બહાર નીકળીને ઓટલા પર આવ્યા, ચોકી કરનાર દરોગાને પકડીને મોંમાં ડુચો દીધો અને એનો ઓવરકોટ અને દીવો ખૂંચવી લીધો. એક જણે કોટ પહેર્યો અને દીવા સાથે ઓટલાને છેડે બેઠો. બીજા બે બારણા સાથે ગરોળીની જેમ ચોંટીને ઉભા રહ્યા. આ સ્થિતિમાં એ ત્રણે મુખ્ય દરોગાની રાહ જોતા રહ્યા. થોડીવાર પછી મુખ્ય દરોગો આવ્યો. તેને લાગ્યું કે દરોગો ઉંઘી ગયો છે, તેથી ઉઠાડવા ગયો. આ તરફથી લાગ જોઇને પેલા બે લપાઇને ઉભા હતા તેમણે પાછળથી જઇને મુખ્ય દરોગાને મ્હોંએ ડુચો મારી દીધો. તે એકદમ બેહોશ થઇ ગયો. એની પાસેથી કુંચી કાઢી લઇને તેઓ બધી ઓરડીઓનાં તાળાં ખોલી નાંખવા મંડયા. પણ હવે પહેરો બદલાવાનો વખત થયો હતો એટલે એમને ઉતાવળ હતી. એમને કુંચી કઇ લગાડવી તે પણ ખબર નહોતી

તેથી બધી ઓરડીઓ ન ઉઘાડી શકયા. માત્ર તેર જ માણસને તેઓ છોડી શક્યા. આ બધા જેલની દીવાલ પાસે દોડી ગયા, અને એકએકની કાંધ પર ચઢીને ધાબળાઓની મદદ વડે દીવાલ પર ચઢયા; અને એ જ રીતે દીવાલ પરથી બહાર ઉતર્યા. ત્રણ જણને પેલા દરોગા અને મુખ્ય દરોગાને સાચવવાને રાખ્યા હતા, પણ એમને બહાર પહોંચી જવાની અધીરાઇ થવાથી તેઓ દરોગાઓને રેઢા મુકીને પેલાઓ ચડતા હતા ત્યાં આવતા રહ્યા. દરોગાઓએ જેમ તેમ કરીને ડુચા કાઢી નાંખ્યા અને બુમો પાડવા માંડી. બુમો સાંભળીને સિપાઇઓની એક ટુકડી દોડી આવી. હજુ બધા ઉતરી રહ્યા ન હતા; કેટલાક હજુ દીવાલ પર ચડતા હતા. નાસનારાઓએ જેલનાં તાળાં પોતાની પાસે રાખી લીધાં હતાં. તે તેઓ સિપાઇઓ ઉપર ફેંકવા લાગ્યા. એક જણે દાવાસળી સળગાવી સ્હેજ મોટેથી કહ્યું: 'એ તો આપણા જાતભાઇઓ છે; એમના ઉપર બૉમ્બ ન ફેંકો.' રાત અંધારી હતી તેથી યુક્તિ સફળ થઇ. બૉમ્બની બીકથી દરોગાઓ ચાલ્યા ગયા. દીવાલની ટોચ પરનો માણસ ઉંચકવા પર ધ્યાન આપતો હતો તેટલું નીચે ઉતારવામાં આપતો ન હોવાથી નીચે ઉતરતાં છ જણને સખત વાગ્યું. એ લોકો અજાણ્યા મુલકમાં હતા. પાંચેક જણના પગ ભાંગ્યા હતા તેઓ એક ગરનાળાની તળે બેઠા. પણ ગામના લોકોએ એમને ઓળખી કાઢયા અને પાછળ પડેલા સિપાઇઓને બતાવી દીધા. હીરાસીંગને પણ વાગ્યું હતું, પણ એના સાથીઓ એને ઉચકીને લઈ આવ્યા હતા. એનું વજન ભારે હતું, તેથી એણે પોતાના જોડીદારોને કહ્યું કે મને મુકીને તમે પોતપોતાના જાન બચાવી લો. બીજે દિવસે તે આરા આગળ પકડાયો. કેટલાક બનારસ આગળ પકડાયા. આખરે માત્ર ત્રણ જ જણ નાસી છુટયા. ફરી પકડાયેલા માણસોનો કેસ ચાલ્યો અને જનમટીપ ઉપરાંત કેટલીક વધુ સજા તેમને મળી. એમને પાછા એ જ કેદખાનામાં રાખ્યા. જેલની સજાઓ વળી પાછી પહેલાંની પેઠે ચલુ થઈ. બીજી વાર પાછા તેમણે જેલના સળીયા તોડી નાંખ્યા,

અને જેલના અધિકારીઓને કહ્યું કે અમે ધારત તો નાસી શકત, પણ અમારે તેમ નથી કરવું; અમને જરાક સાચી રીતે રાખો એવી જ અમારી માગણી છે. આ પછી એમની તરફની વર્તણુક કંઇક સુધરી. જેલના અધિકારીઓને એ લોકોને સાચવવા બહુ ભારે પડતા અને એમને માટે ચોકી રાખવા સારૂ પંજાબથી ખાસ પઠાણોને બોલાવવા પડયા હતા. થોડાક વખત પછી બિહારની સરકારે આ કેદીઓ મદ્રાસની સરકારને સોંપ્યા અને હાલ એ લોકો મદ્રાસ ઇલાકાની જુદી જુદી જેલોમાં છે.

હીરાસીંગ પાંચેક લાખ રૂપીયાનો આસામી હતો. બે એક લાખ રૂપીયા સરકારે લઇ લીધા હતા અને બાકીના ચીનાઓ અને બીજા લોકોને એણે ધીરેલા તેમના પગ તળે રહ્યા છે. બધી વાત પુરી થતાં તેણે દુઃખથી ભરેલે અવાજે કહ્યું: "જેલ એ જ મારૂં ઘર બની ગયું છે. હવે તો હિન્દુસ્તાન સ્વતંત્ર થાય નહિ ત્યાં સુધી બહાર જવાની મને ઈચ્છા જ નથી. પણ હિન્દુસ્તાને સ્વતંત્રતા મેળવવી એ બહુ કઠણ કામ છે. ઓછામાં ઓછાં હજુ બે વર્ષ લોકોને બળવાની તૈયારીને સારૂ જોઇશે."

વાત પુરી થયા પછી અમે અમારી ઢબે પ્રભુપ્રાર્થના કરીને સુઈ ગયા. સવારનો પ્રકાશ આનંદ આપે છે. ઈસ્પીતાલમાં વાસીદું વળાય છે; અને કેદી ચાકરો હમેશ માફક કામે લાગી ગયેલા જણાય છે. દરરોજના નિયમ પ્રમાણે બધો ક્રમ ચાલુ થઈ ગયો જણાય છે. કંઈ નવીન ન મળે. હમણાં દાકતર આવશે, ને સુપરિન્ટેન્ડન્ટ આવશે અને અમારી તબીયતના સમાચાર પુછી જશે. સ્વતંત્રતાની ભૂખ અને ધગશ, હે પ્રભુ! તું કયારે અમારા લોકોને આપશે? મનુષ્યના આત્મામાં બધી સંભવિતતાનાં બીજ રહેલાં છે. પરમેશ્વરની માત્ર ઇચ્છા થઈ જાય તો નિમેષ માત્રમાં આપણા લોકોમાં એવું વિજળિક બળ સંચાર પામી જાય કે જેવું સ્વપ્ને પણ ન ધાર્યું હોય. કેદમાં પડયા પડયા અમારે માત્ર પ્રભુને પ્રાર્થના કરવાનું ને એ શુભ દિનનું ધ્યાન કરવાનું જ તો.

૬ : ૧ : ૨૨

રેંગમચેટ્ટી કાલે ઇસ્પીતાલમાં આવ્યા. પેલો વિભાગ મેં છોડયા પછી જેલ અધિકારીઓએ કેટલા કેટલા જુલમ કર્યા તેની લાંબી કહાણી તે લેતા આવ્યા હતા. ડેપ્યુટી જેલર અને વડા દરોગાએ એને રાત્રે દીવા સારૂ તેલ આપવું બંધ કર્યું હતું. પેટમાં ઠીક રહેતું નહિ હોવાથી રાતમાં જાજરૂ જવા એને દીવાની જરૂર છે એમ અવાજ ઉઠાવ્યા છતાં એને દીવો આપવામાં ન જ આવ્યો. રાત્રે જાજરૂ જવા ઉઠવું ન પડે એટલા માટે એણે સાંજે ખાવાનું જ છોડી દીધું. આથી તેને ન ખાવાના ગુન્હા માટે સુપરિન્ટેન્ડન્ટ પાસે હાજર થવાનો હુકમ મળ્યો. પણ આખરે એને ઇસ્પીતાલમાં મોકલવામાં આવ્યો. શાસ્ત્રીયાર તરફ વડા દરોગાએ અણઘટતા શબ્દો વાપર્યા અને એનું અપમાન કર્યું. " હું આવું ત્યારે બારણા આગળ ઉભા રહેવું. હું ઉપરી અધિકારી છું, તમે તો કેદી છો, વગેરે. "

આપણે સ્વેચ્છાથી જેલમાં આવ્યા છીયે. એટલે આપણા હાથમાં જેલનો વહીવટ હોય ને જે કડકાઈ, સખ્તાઇ—અને હું તો એટલે લગી કહું કે અપમાન—આપણે કેદીઓ તરફ ચલાવીયે તેવાં બધાં આપણે પોતે સહી લેવાં જોઇયે. આપણે કશી જ મહેરબાની ન માગીયે. કેમકે મહેરબાનીની સાથે અપમાન પણ આવવાનું જ. પંજાબના જ કેદીઓ સ્વદેશ અને સ્વમાનને ખાતર જન્મકેદની શિક્ષા બહાદુરી અને આનંદની સાથે ખમી રહેલા છે. તેમની સાથે આપણે સરખામણી કરવી ઘટે છે. મોપલા કેદીઓ પણ પોતાના દીનને ખાતર ચારપાંચ વર્ષ કે તેથીયે લાંબી મુદતની સજાઓ વેઠી રહ્યા છે. સાધારણ ચોરડાકુઓ હોય એમ તેમની તરફ વર્તણૂક રાખવામાં આવે છે, છતાં એ બધું, જાણે કે તેઓ સ્વભાવે જ ધીરજવાન કેમ ન હોય એ રીતે એ લોકો ખમી લે છે. આપણે વેઠવાનાં જરા જેટલાં દુઃખ આમનાં દુઃખોની આગળ શા હિસાબમાં છે ? આપણે એટલું પણ બિન-તકરાર ન ખમી લેવું જોઇયે ?

ખુચ્ચા, લફંગા અને ચોરટાઓ કરતાં બીજા વર્ગના એવા સંખ્યાબંધ માણસો સાથે જેલના અધિકારીઓને આ પહેલી જ વાર કામ પડયું છે. આ વસ્તુસ્થિતિને આપણે ધ્યાનમાં રાખીને આપણે તેમને નિભાવી લેવા ઘટે છે. આપણી નમ્રતા અને હિંમતની છાપ જો આપણે એમનાં દિલ પર પાડીશું તો એ લોકોને એક નવી જ દુનીયાનું દર્શન કરાવ્યાનું પુણ્ય આપણે પામીશું. ફરીયાદો કરી કરીને જેલમાં સુધારો કરાવવો એવી રીત જો આપણે લઈશું તો તેથી કશો તાત્કાલિક હેતુ સિદ્ધ ન થતાં કેવળ પરસ્પર અવિશ્વાસ અને દ્વેષનું જ વાતાવરણ ઉભું થશે. ફરીયાદો આપણે કોની પાસે કરવી? ઉપરી અમલદારો તો ગમે તેવા દોષો બતાવ્યા છતાં જેલ-અધિકારીઓનો જ પક્ષ લેવાના.

આજે એક હેવાનીયતભર્યો દેખાવ જોઇ હ્રદયમાં બહુ દુઃખ થયું. કોણ જાણે શા કારણ સારૂ મદદનીશ દાક્તરે આજે એક મોપલા દરદીના કાન આમળ્યા. એ દેખાવના હેવાનીયતપણામાં હાસ્યાસ્પદપણું પણ કેટલું ભરેલું હતું! પરદેશી સરકારે સોંપેલી થોડી સરખી સત્તાથી સજ્જ થયેલો આ વેંતીયો કેદખાનાની ગુપ્તતાનો આશ્રય લઈ, પોતાનું ક્ષુદ્ર શરીરબળ એક બહાદૂર લડવૈયા ઉપર અજમાવે એ કેવી વાત! એ કદાવર યોદ્ધો તો કદાચ સરકારી લશ્કરની તોપોનાં મ્હોંમાંથી પસાર થઇને અહીં આવ્યો છે અને હવે માંદો પડવાને કારણે આ ભાઈસાહેબના હવાલામાં આવી ચડયો છે.

પાછળથી મને ખબર પડી કે તે કોઇ બળવાખોર કેદી નહોતો; એ કોઇ સાધારણ મોપલા કેદી જ હતો અને બદલી થઇને આ જેલમાં આવ્યો હતો. પણ એ બધું એક જ છે.

મારાનો મલમ તો કરવું જોઇયે તેથી વધારે કામ કરી નાંખે છે. એથી તો પગમાં જળેળાં પડી ગયાં. આ નાનકડા દાક્તર સાહેબ ગરમ પાણીનો બાફ આપી સારૂં કરવાના પ્રયત્ન કરતા હતા, પણ એ પ્રયત્નમાં રહેલી વેદના બૂમ પડાવતી હતી. પીડા ઓછી હતી તેમાં અધુરામાં પુરો તેણે ફોલ્લાઓ પર કારબોલિક ઍસિડ લગાવ્યો. પણ

હું કંઈ અહીં દરદી તરીકે નથી આવ્યો. હું પ્રથમ તો એક કેદી છું, અને મારા શરીર માટે કંઈ પણ મહેનત લે છે એ સરકારની કેવળ ભલમનસાઈ છે. આમ પારાનો મલમ વધારેપડતો ચોપડીને તો સરકાર મને કેવળ અજાણતાં જ પીડે છે; બાકી તેટલી જ પીડા જો તે ધારે અને તે માટે જરૂરી કાયદો પસાર કરી લે તો મારી ઉપર વીતાડવાનો તેને હક છે. તીરૂવન્નમલૈનો એક બહાદુર યુવક અબ્દુલ સુભાન આજે તાવને લીધે ઈસ્પીતાલમાં આવ્યો છે. ચોકી કર્યાં માટે બંડ કરવાના આરોપસર તેને એક વર્ષની સખત કેદ અને જામીન ન આપે તો બીજા એક વર્ષની સખત કેદ, એમ કુલ બે વર્ષની સખત કેદની સજા થઈ છે. તેણે અને તિરૂવન્નમલૈના બીજા બે જણ હતા તેમણે બચાવ કરવા ઈનકાર કર્યો. સત્યમૂર્તિ બીજા આરોપીઓના બચાવ માટે ઉભા રહેલા અને આ લોકોનો પણ બચાવ કરવાની પોતાની ખુશી તેમણે બતાવેલી એમ કહેવાય છે, પણ આ લોકોએ એમની સેવા ન સ્વીકારી.

બેઝવાડાના શ્રીરમુલુ પણ આવ્યા. તેમને આખે શરીરે દુખે છે. નાના દાક્તર સાહેબે એમની પથારી ખાસ ધ્યાન રાખીને મારાથી અને મહમ્મદ હુસેનથી દૂર ઓરડાને બીજે છેડે રખાવી. હમણાં જ સમાચાર મળ્યા કે વિનીત પક્ષના લોકો આ ૧૩મીએ કાશી ખાતે મળવાના છે અને ૧૭મીએ મદ્રાસમાં કોઈ એક પરિષદ્ થવાની છે.

૭ : ૧ : ૨૨

શ્રીરમુલુ કહે છે કે રાજકીય પરિસ્થિતિ બહુ ખેદજનક છે ગાંધીજી 'અમદાવાદમાં બેસી રહ્યા છે;' મહાસભાએ કંઈ કર્યું નથી જેલમાં પુરાવામાં કંઈ લાભ નથી; વગેરે. મેં એમને પુછ્યું, કે આપણે થોડાઘણા જેલમાં આવ્યા એટલે હવે દુનીયામાં ધરતીકંપ જેવી ઉથલપાથલ થઈ જશે એવી આશા રાખવાનો તમને શો હક છે. છેલ્લાં બે વરસથી ચળવળ આટલી જોસથી ચાલી રહી છે અને તે બધો વખત તમે પોતે છુટા હતા. તમે તેમાં કેટલુંક કરી નાંખ્યું? તિલક મહારાજ ૭ વર્ષની જેલ ભોગવી રહ્યા હતા તે દરમીયાન તમે

પોતે અને બીજાઓએ કેટલુંક કરી નાંખેલું? મેં એમને કહ્યું કે અધીરા થવામાં કંઇ સાર નથી. આપણે આપણું પોતાનું કર્તવ્ય હોય તેટલું કરી શકીયે. આપણી જ જીંદગીમાં આપણે કંઈ ફળ ન મેળવી શકીયે તોપણ આપણે માથે કર્તવ્ય કરવાની ફરજ છે, અને તે આપણે હસતે ચહેરે કરવું જોઇયે. પેઢી દર પેઢી એક પછી એક નીકળી પડે ને સ્વતંત્રતા દેવીના હવનમાં પોતાનો હોમ કરે ત્યારે સ્વતંત્રતા મળે. માટે તાત્કાલિક ફળ માટે વલખાં ન મારતાં આપણે જે યત્કિંચિત્ ધરાવી શકીયે અને સહન કરી શકીયે તેટલું તો માતૃભૂમિને ચરણે આપણે ધરાવી છુટવું જ જોઇયે. ગીતાજીએ ઉપદેશેલા નિષ્કામ કર્મના આદર્શને આપણે ન પહોંચી શકીયે, તોયે આટલું તો આપણે કરવું જ જોઇયે. સ્વતંત્રતા માટે આપણા બાપદાદાઓએ મક્કમપણે ભોગ આપ્યા હોત તો આપણે આજે કઈ સ્થિતિએ હોત તેનો વિચાર કરો. આપણે વધારે શ્રદ્ધા અને વધારે જોમની સાથે સ્વતંત્રતાની ઝુંબેશ ચલાવત નહિ? આપણા આપભોગથી આપણે આપણા વખતના હિન્દુસ્તાનના ઇતિહાસને કંઈક આદરને પાત્ર બનાવ્યો છે; પરવશતા, બેહોશી અને બેઇજ્જતીની એકસરખી અફસોસકારક કહાણીમાં જરા મનોરંજક વિવિધતા આણી છે. આટલોયે ભવિષ્યની પ્રજાને સારૂ આપણી તરફનો વારસો થયો. એટલે આપણે શ્રદ્ધા શીદને છોડીયે?

આજ કાલે 'કોમાગાટા મારૂ' વાળા હરિનામસીંગને મળ્યો. તેમણે મને 'બજબજ પ્રકરણ'ની કહાણી સંભળાવી.

કેદી 'દરોગા' પરશુરામે રામાયણમ્ પુરૂં કર્યું છે અને મને વાંચવા આપ્યું છે. એણે હવે તામીલ મહાભારતમ્‌નું પુસ્તક લીધું છે. મહમ્મદ હુસેને ગીતાનો અભ્યાસ કરવા માંડયો છે. ખૂબ ખંતથી અને ભક્તિથી કરે છે.

શ્રીગુરુના મનમાં આવી છે કે સુબારાવ અને વેંકટશાસ્ત્રી બન્નેને આખો દહાડો ને આખી રાત એકાંત ઓરડીઓમાં પુરી રાખવામાં આવતા હશે.

૮ : ૧ : ૨૨

રામમૂર્તિને માથાના દુખાવાની સાથે તાવ આવ્યો છે. ઈસ્પીતાલમાં તે હાલ પથારીવશ છે. ઈસ્પીતાલ ઑફીસમાં અલીગઢ કૉલેજવાળા શફીયુક–ઉર–રહમાન અને ગુન્તુરના વકીલ નરસિંહાચારીને જોયા. શફીયુકનું મુખ તેટલું જ આનંદી, તેટલું જ નિર્દોષ. નીચેના ઓટલા પર એક કેદી ન્યુમોનીયાથી પીડાય છે. સારે નસીબે ઇસ્પીતાલના કેદી કામદારો કંઈક ખંતથી એની ચાકરી કરે છે.

સાંવરકરની ધરપકડની, તે નાસી છૂટેલા તેની તથા હેગના બનાવોની વાતો મહમ્મદ હુસેન, રંગમ ચેટ્ટી અને બીજા કેટલાક નહોતા જાણતા તેમને કહી.

મહમ્મદ હુસેન જોડે ચર્ચા થઈ. આપણે લડત ચલાવી રહ્યા છીએ તે એટલા સારૂ કે સ્વરાજ એ દરેક પ્રજાનો જન્મસિદ્ધ હક છે. એક પરદેશી રાજ્ય અન્યાયો અને જુલમ ગુજારે છે એટલા જ કારણસર આપણે નથી લડતા. આથી, અંગ્રેજ સરકાર કદાચ દુનીયામાં સારામાં સારી હોય કે બની જાય, અને પંજાબ કે મલબારના અત્યાચારોનું નામ ન હોય, તોપણ સ્વરાજ માટે લડવું એ આપણી ફરજ રહેવાની જ.

આખી રાત રામમૂર્તિએ ઉલટીઓ કરી. હનુમન્તરાવ અને મહમ્મદ હુસેન એની પથારી આગળ બેસીને તેને મદદથી જરા રાહત આપતા હતા. ડૅાકટર રાત્રે આવ્યો અને બિચારા હનુમન્તરાવને ઉધડો લીધો. " ત્યાં અગાડી કોણ બેઠું છે? તમારે ત્યાં બેસવાની કંઈ જરૂર નથી. હું તમને ઇસ્પીતાલમાંથી કાઢી મુકીશ. વગેરે " અને પછી તેણે રામમૂર્તિને કહ્યું કે તમારે કંઇ જોઇતુંકરતું હોય તો ઇસ્પીતાલના ચાકરને તમારે બોલાવવો. મારી કલ્પનામાં હું નીચામાં નીચું જે ચિત્ર આંકી શકું તેનાથી યે આ માણસની નિર્દયતા અને ક્ષુદ્રતા વધારે છે. જેલની

સત્તાના વિચારમાં તે સાવ ભાન ભૂલી ગયો છે. એનામાં ડાક્તરપણા કરતાં જેલરપણું વધારે છે અને એ બીજા કશા કરતાં વધારે જાલિમ છે. એક સુશિક્ષિત નૌજવાન આટલો ક્ષુદ્ર મનનો હોઈ શકે એ વિચાર જ હું કરી શકતો નથી. પણ આટલું બધું જોર આસપાસના સંજોગોનું છે.

નં. ૧ ના બ્લૉકને દિવસે પણ તાળું મારી રાખતા લાગે છે, એટલે હવે ત્યાંના કેદીઓને કોઈપણ જાતની કસરત કે ચાલવાની જગ્યા મળતી નથી. આવા સંજોગોમાં આસાન કેદ કરતાં સખ્ત કેદ તો ક્યાંયે સારી. પણ આપણે તો જેલ-જીવનની કોઇપણ શરતો સ્વીકારવાને આવ્યા છીયે. કોઇ પણ સખ્તાઇ માટે આપણે દુઃખ બતાવીયે એટલે સરકારની જીત થઈ. દુઃખ દેવું એ તો એ લોકોનો ઉદ્દેશ છે; એટલે જો આપણે દુઃખી થઇયે તો એમનો ઉદ્દેશ સફળ થાય.' માટે તેઓ એકાંતવાસ આપે, આખો દિવસ અંધબારણે પુરી મેલે કે જે શિક્ષાઓ કરવાની એમનામાં સત્તા અને ધૃષ્ટતા હોય તે બધી ખુશીથી સહન કરીયે તો જ આપણે તેમનો હેતુ નિષ્ફળ કરી શકીયે. માત્ર એટલું સાચવવું આપણે જોઇયે કે કંઇ લાંછનસ્પદ કામ કરીને એવી વધારાની શિક્ષા વહોરી ન લઇયે.

મહમ્મદ હુસેને બહાદુરશાહ વિષે એક સરસ વાર્તા સંભળાવી, એક બ્રિટિશ અમલદારે શાહજાદાનું માથું એક થાળમાં મુકીને બાદશાહની આગળ ધર્યું. તે જોઇને બહાદુરશાહ સ્હેજ હસ્યો. પાછળથી તેના હજુરીયાઓએ પુછ્યું કે હજુર, શાહજાદાના માથાની ભેટ કરીને તો એ લોકોએ આપની અત્યન્ત દયાહીન મશ્કરી કરી હતી, છતાં આપ હસ્યા તેનું શું કારણ? બહાદુરશાહે જવાબ વાળ્યો કે શત્રુનો હેતુ મને દુઃખ દેવાનો હતો. તેમની યુક્તિથી મને દુઃખ થયું છે એવું બતાવું તો તેમનો હેતુ સફળ કરવામાં હું મદદરૂપ બનું. તેવું હું કેમ કરૂં?

સાંઝે શફીયુક દવા સારૂ ઇસ્પીતાલમાં આવ્યા. તેમણે કહ્યું કે હવે એમને દિવસના પુરી મુકવામાં આવતા નથી.

૯ : ૧ : ૨૨ સોમવાર

અમને જેલમાં જરાયે દુ:ખ છે એમ તો કહી ન જ શકાય. ઇસ્પીતાલમાં રાત્રે બારણાંને તાળાં વસાયા બાદ અમે ૭ જણા ટોળું વળીને બેઠા હોઇયે અને જ્વલંત ભૂતકાળની વાતો ચલાવ્યે રાખતા હોઇયે ત્યારે તો ભાન પણ રહેવું નથી કે અમે જેલમાં છીયે, અને અહીં કંઇ રજા ભોગવવા સારૂ ભેગા નથી થયા. ઘણીવાર મનમાં થઈ આવે છે કે મારે મારાં પોતાનાં તેમજ મારા સદ્ગત ભાઈનાં બાળબચ્ચાંના ભરણપોષણની વ્યવસ્થા કેવી રીતે કરવી ? પણ એ વિચારથી માત્ર મનને જરા વિહ્વળ કરી મુકવા સિવાય બીજો કશો અર્થ સરતો નથી. અને અન્તે એ બધુ પ્રભુના જ હાથમાં સોંપીને હું શાન્ત થાઉં છું. હું જાણીને બહુ તાજુબ થયો કે મહમ્મદ હુસેન માત્ર ૧૯ વર્ષના છે અને શફીયુક ૨૦ વર્ષના જ છે. એમની ઉમરના આપણા છોકરાઓ કરતાં તેઓ બન્ને જણનાં શરીર તથા બુદ્ધિ વધારે પાક્યાં છે. મહમ્મદ ઘણી ભક્તિપૂર્વક ગીતાનો અભ્યાસ કરે છે અને રેંટીયો કાંતે છે.

૧૦ : ૧ : ૨૨ મંગળવાર

સાંભળવામાં આવ્યું કે પહેલા નંબરના બ્લૉકમાં દહાડે પણ બારણાં બંધ કરી દેવાનું ગઈ કાલથી અમલમાં મુકવામાં આવ્યું છે, અને જરૂરી હાજતો સારૂ મુકરર કલાકોએ જ ત્યાંના કેદીઓને બહાર જવા દે છે.

રંગમ ચેટ્ટી ઝીણી ઝીણી બાબતોમાં પણ એટલી તકરારો કરે છે કે બધા નોકરો એની વિરૂદ્ધ થઈ ગયા છે. પરિણામ જોઇયે તો તો આપણી ફરીયાદો છેવટે કેદી બન્ધુઓ સામે જ છે, કેમકે અહીં બધું કામ કેદીઓ જ કરે છે. જેલમાં આવતા કેળવાયેલા માણસોએ

કેદીભાઇઓને તેમજ જેલઅધિકારીઓને હેરાનગતિ કે ત્રાસરૂપ તો ન જ થઇ પડવું જોઇયે. જેલઅધિકારીઓને આપણે આંખના કણા તુલ્ય લાગીયે છીયે, કેમકે આપણી પાસે તેઓ મનનું ધાર્યું કરાવી શકતા નથી. પણ બિચારા ગુલામી દશામાં આવી પડેલા કેદીઓને પણ આપણે શા માટે અકારા થઈ પડીયે ? આપણા આવવાથી તેમનું સંકટ વધવાને બદલે તેમને આપણી સોબતથી ઉલટું સંસ્કૃતિ, પ્રેમ અને આશાનું શીતળ અંજન મળવું જોઇએ.

આદિશેશૈય્યા કરીને એક બિનઅમલદારી ગૃહસ્થ આજે સવારે જેલ જોઈ ગયા. તે મારા ખાટલા પાસે જરાક ઉભા રહ્યા અને હું કોણ છું એ પુછી જોયું. કોલમ્બુ બાબત પુરેપુરી તપાસ કરવાનો એનો ઈરાદો હોય એમ દેખાય છે. મેં એને કહ્યું કે દસ તોલા દાળ પણ જો દરેક કેદીને પુરેપુરી મળતી હોય તો તેના પોષણ માટે તે પુરતી થઈ પડે. પણ હમણાં તો એટલો ખોરાક કેદી લગી પહોંચતો જ નથી. દાળ દાળ બધી ( પછી તેમાં દાળ હોય કે કચરો કસ્તર પણ હોય ) નીચે જમી જઇને અલગ રહેતી અને કેદીઓને માત્ર ઉપલું પાણી જ પહોંચતું. એઓ દસ વાગે આવ્યા હતા, એટલે આજે કોલમ્બુ સારૂં હતું. ( આવું રંગમ ચેટ્ટીનું કહેવું છે. હું તો દાનસીંગની દાળમાંથી થોડી લઉં છું; કોલમ્બુ તો લેતો નથી.) સાંજે પાછું કોલમ્બુ હમેશના જેવું જ ખરાબ થઈ ગયું. બીજા બિન-સરકારી નિરીક્ષક શ્રી. પદ્મનાભ નાઇડુ અઠવાડીયા પહેલાં આવ્યા હતા. મેં સાંભળ્યું છે કે આવા ૬ બિનસરકારી નિરીક્ષકો છે. સાધારણ રીતે એમને ઇસ્પીતાલમાં આવવાની નવરાશ મળતી નથી અને આવી ચડે તો તપાસ કરવાની ફુરસદ હોતી નથી.

ગઈ કાલે રાતે હીરાસીંગે ચીનના એક ધાડપાડુને દેહાન્ત દંડ કેવી રીતે કરવામાં આવેલો તેની પોતાની નજરે જોયેલી વાત કહી. એનું માથું કાપી નાંખવામાં આવ્યું, અને ધડમાં ત્રણ માણસોએ બંદુકની ગોળી મારી. પછી છાતી ચીરીને હૃદયને બહાર કાઢયું. એનું માથું અને

હૃદય એના ગુન્હાઓની એક યાદી સહીત બજાર વચ્ચે ટાંગવાનાં હતાં. આ સજા જોવા આવેલા મોટા અધિકારીઓ અને બીજા ગૃહસ્થોએ મરનાર ધાડપાડુના માંસમાંથી કકડો કકડો લીધો. મુખ્ય અધિકારી જે હીરાસીંગનો મિત્ર થતો હતો તેણે તો આખું હૃદય લઇ લીધું. તેથી આ ગુન્હેગારનું માત્ર માથું જ બજારમાં ટાંગવામાં આવ્યું. જ્યારે કોઈ બહાદુર માણસનું માંસ હાથમાં આવે ત્યારે ચીના લોકો આમ તેનું માંસ વહેંચી લે છે. પાછળથી તે હૃદય એ અમલદારને ઘેર રંધાયું હતું અને બધાએ તે ખાધું, એ હીરાસીંગે જાતે જોયું હતું. એને પણ ખાવાનું કહેવામાં આવ્યું હતું પણ એણે ના કહી.

ચીનમાં ઉંદર, ગધેડાં અને બિલાડી સિવાય બધું ખાદ્ય ગણાતું હોય એમ લાગે છે. એ લોકો કુતરાંને પણ ખાય છે અને માંસની દુકાનોમાં કુતરાનું માંસ પણ વેચાય છે.

મને રામાયણમ્ આપનાર દરોગો પરશુરામન્ ચીનમાં અને પૂર્વ આફ્રિકામાં લશ્કરી નોકરી કરી આવેલો હતો. તેણે ભારે દયાજનક રૂએ પોતાની કહાણી સંભળાવી. આખી લડાઈ દરમીયાન જેને એક ગોળી પણ અડી નહિ તેને ઘેર આવતાં ખૂનના ખોટા આરોપની ગોળી લાગી. થોડા મહિનામાં છુટનાર છે. અત્યંત ભલો માણસ છે !

## ૧૧ : ૧ : ૨૨ બુધવાર

મહમ્મદ હુસેનને ઇસ્પીતાલમાંથી રજા મળી છે. તે હવે પોતાના બ્લૉકમાં ગયા છે. તેમણે ચીતા પોતાની સાથે જ રાખીછે. બૅરિસ્ટર લક્ષ્મીનારાયણ ગઈ કાલે ઈસ્પીતાલમાં આવ્યા. અસહકારીઓએ આખી ઈસ્પીતાલનો ઈજારો લીધો હોય એમ લાગે છે. તેમણે અને તેમના મિત્રોએ જેલઅધિકારીઓના ગુન્હા કેવી રીતે પકડી પાડયા અને સુધારા દાખલ કરાવ્યા તેની લાંબી વાત તેમણે કહી. એમણે કહ્યું કે પહેલાં બહુ જ નિર્દયપણે કેદીઓને મારતા તે તેમના આવ્યા પછી બંધ થયું છે

બીજો સબ ઍસિસ્ટન્ટ સર્જન આવ્યો છે. એના ભાઈના કરતાં તે ભોળો વાતુડીયો લાગે છે.

'ગોલ્ડન ટ્રેઝરી' માળામાંથી સૉક્રેટીસનો કેસ અને મૃત્યુનો ઉપોદ્ઘાત વાંચ્યો.

મળવા વગેરેના નિયમો જાણવા માટે કૃષ્ણસ્વામીએ સુપરિન્ટેન્ડન્ટને પોસ્ટકાર્ડ લખ્યું છે. તેણે તા. ૩ જી જાન્યુઆરીએ–એટલે કે મારો કાગળ પહોંચ્યો તે કરતાં સ્હેજ પહેલાં–કાગળ લખ્યો છે.

## ૧૨ : ૧ : ૨૨ ગુરુવાર

આવતી કાલે યુવરાજ મદ્રાસમાં આવે છે તે માટે ઉપવાસ કરવો એવી લક્ષ્મીનારાયણની દરખાસ્ત ઉપર તેની જોડે ચર્ચા થઈ. આખરે આજે સવારે એણે ઉપવાસનો વિચાર છોડી દેવાનું કબુલ કર્યું. એને ગળે ઉતર્યું નથી, પણ મારા મતને માન આપીને નમી દીધું છે. આ મુલાકાતથી અને તે સંબંધમાં થતી ઉજવણીથી દેશ સુખી ને સંતોષી છે એમ જ સરકાર સિદ્ધ કરવા માગે છે. તેથી યુવરાજના સત્કારમાં ભાગ ન લેવાનો અને હડતાળ પાડવાનો હેતુ, દેશ સુખી અને સંતોષી નથી તે બતાવવાનો છે. આપણે જેલમાં આવ્યા એટલાથી જ આપણા મનની સ્થિતિ જોઇયે તેટલી વ્યક્ત થઈ જાય છે. આપણા ઈલાકામાં યુવરાજ આવે તે દિવસે તે મોટા દુઃખનો દિવસ હોય તેમ જો આપણે જેલમાં રહ્યા રહ્યા પણ ઉપવાસ કરીયે તો યુવરાજ પ્રત્યે આપણને અંગત દ્વેષ છે એવો અર્થ તેમાંથી જાણ્યે અજાણ્યે નીકળશે. દેશ હડતાળ પાડે છે; જેલમાં હોવાથી આપણે હડતાળ પાડી શકીયે નહિ. પણ તેથી આપણો અણગમો જાહેર કરવાની નવી રીત શોધવાનું કંઈ કારણ નથી. મને તો એમ લાગ્યા જ કરે છે કે ઉપવાસનો પ્રયોગ મોટાં કારણો માટે, ભારે દુઃખ અને આત્મશુદ્ધિ માટે જ રહેવા દેવો જોઈયે. યુવરાજના આગમનનો અવસર દુઃખ જાહેર કરવાનો નથી પણ અણગમો જાહેર કરવાનો છે. રાષ્ટ્રીય

પ્રાયશ્ચિત્તનું આ આખરી સાધન તો આપણે કંઇ ભારે પાપ કર્યું હોય, અથવા આપણામાંના કોઇએ કંઇ ભારે અત્યાચાર કર્યો હોય તેના શોધન માટે છે. યુવરાજને એમાંથી એક સાથે અંગત સંબંધ નથી.

કાલ રાતે દમ પાછો ઉબળ્યો હતો. ઇસ્પીતાલમાં આવ્યો તે દહાડાની કંઈક શાન્તિ હતી. કાલ રાતે હીરાસીંગે ખરું જ કહ્યું કે હિન્દુસ્તાન બીજા દેશો કરતાં ત્રણ વાતમાં ચડીયાતો છે: ભક્તિ, પરોણાગત અને સતીત્વ.

ડૉ. રાજન વગેરે મને મળવા માગે છે. એમણે સુપરિન્ટેન્ડન્ટને તે માટે લખ્યું છે. મેં એમને કહેવડાવ્યું છે કે તા. ૨૦મીએ મારો પહેલો મહિનો પુરો થાય છે; તે પહેલાં સાલેમમાં મારા કુટુંબનાં માણસો સાથે દિવસ નક્કી કરીને તેમની સાથે જ આવે. હું ધારું છું કે દર મહિને એક મેળાપ તેમજ એક કાગળ લખવાની ને આવેલો કાગળ વાંચવાની છુટ છે.

મહમ્મદ હુસેન અને નરસિંહાચારીની ફરીયાદ છે કે આખો દિવસ અને રાત એમને ગોંધી રાખતા હોવાથી તેમને ખુલ્લી હવા કે કસરતનું નામ મળતું નથી. સવારના એક વાર જાજરૂ જવા માટે તેમને બહાર કાઢે છે; અને આને જ ખુલ્લી હવા અને કસરત તરીકે ગણવામાં આવે છે.

## ૧૩ : ૧ : ૨૨ શુક્રવાર

આખો દિવસ કાંત્યું તથા સૅક્રેટિસનું જીવનચરિત્ર વાંચ્યું. આજે ઇસ્પીતાલમાંથી મને પાછા પેલી મારી જુની એકાન્ત ઓરડીમાં લઇ ગયા.

અહીંયાં પણ રાતદહાડો કોટડીનાં બારણાં બંધ રાખવાના નવા હુકમોનો અમલ થાય છે. એકાન્ત ઓરડીમાં આમ પુરી રાખે

એ તો ભારે જુલમ છે. અમારા કરતાં તો સખ્ત મજુરી વાળા કેદીઓ સુખી. એમને ખુલ્લી હવામાં કામ તો કરવાનું. પણ આપણે દુઃખસહનની રામબાણ અસરમાં માનનારા છીયે, તેથી ભારેમાં ભારે જુલ્મ ભોગવવાની તક મળે છે તે માટે આપણે તો પોતાને નસીબદાર માનવા જોઇયે.

પણ કોઇ એક માણસને હાથે નીતિનો કંઈભંગ થઇ ગયો એટલા ખાતર (નીતિભંગના ગુન્હેગારોની વાત જ અત્યારે તો કરીયે) તેને ૧૦૦ ચોરસ ફુટની નાની ઓરડીમાં રાત દિવસ ગોંધી રાખવો અને ઈશ્વરનાં આપેલાં પ્રકાશ, હવા, અને ખુલ્લા આકાશથી તેને નાહક વંચિત કરવો એ કેટલું ક્રૂર છે? અજ્ઞાની માણસ પોતાના અજ્ઞાનજન્ય સિદ્ધાન્તને ખાતર ગુન્હેગારને સમાજથી અલગ પાડે એ સમજી શકાય; પણ જ્ઞાનીનો કે અજ્ઞાનીનો એવો તે શો સિદ્ધાન્ત હોઇ શકે કે જેને ખાતર એ સિદ્ધાન્ત તોડનારને જીવનની આ જરૂરી ચીજોથી વંચિત રાખવાનો તેને હક હોય? અહીં કોટડીઓની સામે જ ખુલ્લું વિશાળ ફળીયું છે. એ ફળીયું બીજા કંઇ ઉપયોગમાં આવે છે એમ પણ નથી. પણ કેમ જાણે અમારા ઉપર વેર જ વાળવું હોય તેમ અમારી ઓરડીઓને મજબુત તાળાં વાસી દઇને અમારી ઉપર સખ્ત પહેરા રાખીને તેનો ઉપભોગ લેતા અમને અટકાવવામાં આવે છે. દુષ્ટમાં દુષ્ટ ગુન્હેગારોને યે આ રીતે રાખવા એને પણ હું હલકટ અને વેરબુદ્ધિ-ભરેલી હેવાનીયત જ ગણું. આવું વર્તન રાજકીય કાર્યને અર્થે રાજી-ખુશીથી જેલમાં ગયેલા સદ્‌ગૃહસ્થો તરફ ચલાવવામાં આવે છે માટે તે હેવાનીયત છે એવી દલીલ હું ન જ કરું. એ તો રાજકીય કેદી-ઓને એકલાને સારૂ સ્વચ્છ પાણી માગવા જેવું થાય; કેમ જાણે આધારણ કેદીઓને તરસે મારવામાં કે રોગિષ્ટ પાણી આપવામાં હરકત જેવું જ ન હોય.

૧૧ : ૧ : ૨૨ શનિવાર

કાલે રાત્રે વળી પાછી દમની પીડા થઈ.

મારા પાડોશીઓ બી. વેંકટપ્પા અને અલૈકુટ્ટી નામનો મોપલો કેદી છે તે બન્ને એકાન્તવાસની શિક્ષા ભોગવે છે. વેંકટપ્પાને કોર્ટે જ શિક્ષા કરી છે, પણ મોપલાને તો ખૂન માટે ૧૦ વર્ષની સખ્ત કેદ ઉપરાંત આ જેલ તરફની વધારાની શિક્ષા છે. પણ મજુરી તરીકે એમને દોરડું વણવાનું કામ કરવું પડે છે, તે સિવાય હું સાદી કેદ ભોગવું છું તેમાં અને એમનામાં હું કંઈ ભારે ફેર જોતો નથી. કોટડીમાં પુરાઈ રહેવું એ તેમને ને મારે માટે સમાન છે.

હું નથી માનતો કે આમાં કંઈ હેતુ હોય. સુપરિન્ટેન્ડન્ટને પુછી ખાત્રી કરવી એ જ ઠીક છે. અલબત્ત ઇરાદાપૂર્વક કરેલી ગમે તેટલી શિક્ષાઓ ખમવાને આપણે આવ્યા છીયે, પણ ભૂલથી અમુક સજા થઇ ગઈ એવો બચાવ કરવાનો પ્રસંગ એ લોકોને ન મળવા દેવો જોઇયે. સવારના ૬ પછી થોડીક વાર ફરવા દઈ સાત વાગ્યાથી મને પુરી દીધો. અલૈકુટ્ટી સરકાર માટે દોરડાં વણે છે, ત્યારે ચાલો હવે હું પણ મારે પોતાને માટે જરા કાંતું.

બહારની દુનીયામાંની વાતો ક્યારેક ક્યારેક અહીં આવે છે. વાતો કહેવા કરતાં વાતોના પડછાયા કહેવા વધારે યોગ્ય છે, કેમકે પડછાયા પરથી વસ્તુનો આકાર જેટલો કલ્પી શકાય તેટલી જ આ અફવાઓ ઉપરથી ખરી હકીકત કળી શકાય. અહીં સાચામાં સાચી વાત આવે તોપણ તે ખૂબ અતિશયોક્તિ થઇને ભરેલી જ. મદ્રાસની શહેરી પોલીસે છેલ્લા દસ દિવસથી હડતાળ પાડી છે; બહિષ્કાર બહુ સફળ થયો છે અને યુવરાજ આવ્યા ત્યારે આખું મદ્રાસ અંધકાર અને શાન્તિ મય હતું; રસ્તાઓમાં ઠેકાણે ઠેકાણે ભાષણો થયાં હતાં; સરકાર પક્ષના કોઈ ચેટ્ટીએ સ્વરાજની નિન્દા કરી તેથી

એક ઠેકાણે સ્હેજ તોફાન થયું છે; આખરે લશ્કરી સિપાઇઓ આવી પહોંચ્યા, ગોળી ચલાવી, ૬ મરણ થયાં; ઉત્તર તરફની સરહદમાં લડાઇ લાગી છે અને સરકારે પુષ્કળ હાર ખાધી છે; હજી મલબારમાં તોફાન શમ્યું નથી; વગેરે કંઈકેય ખરૂંખોટું જેલમાં સાંભળીયે છીયે. લક્ષ્મીનારાયણની પત્ની કેટલાંક સગાંવ્હાલાંઓ સાથે આજ સવારે આવીને ઈસ્પીતાલમાં એના પતિને મળી ગઈ એ પણ ખબર પડી છે.

બપોરના ૩–૪૫ કલાકે મને ખબર મળી કે ડૉ. રાજન વગેરે કેટલાક ભાઈઓ મને મળવાને આવ્યા છે અને મારી વાટ જુએ છે. મારે તેમની જોડે વાત થઈ. ભાઈ અને છોકરાંઓ પણ આવ્યાં હતાં. બધાં ખુશ છે અને સૌને હિંમત છે.અને મારે પણ એટલું જ જોઇયે છે. સાલેમમાં ચોકીનું કામ ચાલુ છે એ જાણી મને આનંદ થયો; જો કે કેટલીક દુકાનો બાળી નાંખ્યાનું સાંભળી મને અફસોસ થયો. વાસુદેવૈય્યા જેવા સીધા માણસને છ મહિનાની સખ્ત કેદ મળી છે. અનંતાચારી કાચી જેલમાં છે અને રામકૃષ્ણૈય્યા અને બીજા એક મુસલમાનને નીરૂપુરમાં કાયદાના અનાદર માટે ૬ મહિનાની સાદી કેદ મળી છે. આનું નામ કંઇક થયું કહેવાય. મને ખુબ ઇચ્છા છે કે આવા અનેક જણ લડતને ખેંચીને જેલના દરવાજામાં પેસાડી દે. આ તામીલ પ્રદેશમાં આપણે એટલું જ કરી શકીયે તેમ છીયે. કહે છે કે નેહરૂને અને મને જનરલ સેક્રેટરી નીમ્યા છે, અને વી. જે. પટેલ નેહરૂની અવેજીમાં તથા ડૉ. રાજન મારી અવેજીમાં સેક્રેટરીનું કામ કરે છે. ગાંધીજી ' સરમુખત્યાર ' નીમાયા છે, એટલે કે સમિતિઓ બોલાવ્યા વગર પણ મહાસભાને નામે કામ કરવાની તેમને મુખત્યારી આપવામાં આવી છે. ઠીક થયું; પણ એમને એ સ્થાન સાચવનાર પોતાની પાછળ કોઈ મળવો દુર્લભ છે. મુંબઈમાં બધા મતના માણસોનું એક સંમેલન થયું છે અને સર શંકરન નાયર તેના પ્રમુખ છે. ગાંધીજી તેમાં હાજરી આપે છે. મને ફીકર થાય છે અથવા મને એવી આશા

છે, કે એનું પરિણામ કંઈ જ ન આવે; કેમકે આવી સભાથી કંઈ ફાયદો થાય એવું મારૂં માનવું નથી. આવી સભાનું બહુ બહુ પરિણામ આવે તો તે એટલું જ કે આપણે આપણી માગણીઓ ઓછી કરીયે, અથવા મહાસભાનો કાર્યક્રમ મુલતવી રાખીયે. એનાથી બીજું કશું જ તેમાંથી નીકળે તેમ નથી—અને હમણાં જીત પાસે આવતી જાય છે તે પ્રસંગે તેવા પગલાનો વિચાર જ કેમ આવે ?

ડૉ૦ રાજને યુવરાજ આવ્યા ત્યારે મદ્રાસમાં થયેલા બનાવોના દુઃખદ સમાચાર કહ્યા. ડરામણ ખૂબ થયું. હડતાળ સફળ થઇ હતી ખરી, પણ કંઈક અંશે તો તે ડરામણની મદદથી જ. મને આ જાણી નવાઇ લાગી, કેમકે અગાઉની બધી હડતાળો વ્યવસ્થિત રીતે પાર પડી હતી. ડરામણ કે તોફાન કોઈવાર થયાં ન હતાં. કહે છે કે આ વખતે હડતાળ ન પડે તે માટે સામા પક્ષ તરફથી ભારે ચળવળ થઇ હતી. અને તે વિરોધી ચળવળને તોડી પાડવાની લાલચથી જ લોકો આ અવળે રસ્તે ચડયા એમ જણાય છે. વેલિંગ્ટન સીનેમા ઉપર સરકારી વાવટા ચડાવવામાં આવ્યા તે જોઇ એક મોટું ટોળું તેના ઉપર ધસી ગયું. ડૉ૦ રાજન કહે છે કે પોલીસ અને લશ્કરી સિપાઇઓ બહુ સારી રીતે વર્ત્યા હતા; પણ સીનેમા કમ્પનીના કોઈ માણસે બંદુક ફોડીને ટ્રિપ્લિકેનના એક મુસલમાનને મારી નાંખ્યો.

મને જાણીને આનંદ થયો કે રામનાથને મદ્રાસમાં સ્વયંસેવકોનું કાર્ય પોતાના હાથમાં લીધું છે. રાજગોપાલન મહાસભામાં નથી ગયા. મેં ડૉ૦ રાજનને ગામડાંમાં ફરી કામ આગળ ધપાવવાનું કહ્યું.

'સ્વરાજ્ય' ઠીક ચાલે છે અને એના ગ્રાહકો વધ્યા છે એ પણ જાણ્યું. ' ઈન્ડિપેન્ડન્ટ ' બંધ થયું. મહાદેવભાઇને ૧૮ મહિના મળ્યા. દેવદાસ હસ્તલિખિત અઠવાડિક કાઢે છે અને નકલ કરનાર ૧૦૦ સ્વયંસેવકો તેને મળ્યા છે.

મિ૦ ઍન્ડ્રુઝ અલબાર જઇ આવ્યા અને ત્યાંથી ગાંધીજી પાસે ગયા છે અને વારીકુન્નેશ મહમ્મદ હાજી ગિરફતાર થયા છે એવું સાંભળ્યું. એની ગિરફતારી સાથે બળવાનો અંત આવ્યો માની શકાય.

આ મેળાપ પછી દરવાજેથી પાછો આવતો હતો ત્યાં બિનસરકારી નિરીક્ષક મિ૦ દુરાઈસમૈય્યા મળ્યા. તેમના પોષાકની ટાપટીપમાં એક પણ ખામી જડે તેમ ન હતું. તેમણે મારી તબીયત તથા ખોરાક વિષે પૂછપરછ કરી. કોટડીમાં માણસને એકાંતમાં પુરી રાખે છે તેની વાત કરી. આમ અમને કંઇ ભૂલથી પુરવામાં આવે છે કે જાણી જોઇને, તેની તપાસ કરવાનું કહ્યું. તેમણે આ બાબતની નોંધ લઉં છું કહીને જવાબ આપ્યો, પણ એની મને ધાસ્તી છે કે એ કંઇ જ નહિ કરે.

ડૉ૦ રાજને બહારની દુનીયાનું જે દૃશ્ય મારી આગળ ખડું કર્યું તે એકંદરે જોતાં મનને ખુશી કરનારૂં નહોતું. વિજય કેટલો સમીપ આવી પહોંચ્યો છે તેનું લોકોને હજુ ભાન થયું નથી. એક પ્રચંડ પ્રયત્ન કરી લેવો એવો નિશ્ચય તેમણે હજી કર્યો નથી. સર્વસ્વનો ભોગ આપીને લડત ચલાવવાની સદ્દવૃત્તિ પ્રભુ તેમને આપો! આંધ્રવાસીઓ વિષેના સમાચાર ઉત્સાહપ્રેરક છે. કેટલાક તાલુકામાં કર ન ભરવાની હીલચાલ એમણે આદરી છે.

## ૧૫ : ૨ : ૨૨—રવિવાર

ગઈ કાલે એક દુઃખદાયક સમાચાર સાંભળ્યા. એન. એસ. રામસ્વામી આયંગરની સામે મંડાયેલા રાજદ્રોહના કેસમાં તેમણે દીનભાવે માફી માગી છે. એક વરસ સુધી રાજકારણમાં ન પડવાની કબુલત આપી તેઓ છૂટી ગયા છે. આટલી સારી કારકીર્દી અને મોભાવાળો માણસ આમ સ્વમાનને ભૂલીને ખુલ્લી રીતે શરણું કેમ સ્વીકારી શક્યો હશે તેની કલ્પના જ મારાથી થઇ શકતી નથી. આ બનાવ જોતાં દુનીયામાં શાને 'અશક્ય' ગણું? હે પ્રભુ

નિર્બળતાથી અમારી રક્ષા કરજે અને હિંમત અને દેશાભિમાનના પન્થમાં અમને દૃઢ રાખજે.

હમેશના ઉપયોગમાં આવતી ઝીણી ઝીણી સાદી ચીજોમાં પણ કેટલી ખૂબી રહેલી છે તેનું ભાન થવાને માટે તે તે ચીજોનો અમુક વખત માટે ત્યાગ કરવો જરૂરનો છે. આજકાલના સામાન્ય જીવનની નિરંકુશ, સ્વચ્છંદ મોજમઝાને લીધે સાદી વસ્તુઓમાંથી આનંદ ભોગવવાની શક્તિ આપણે ખોઇ બેઠા છીયે, અને વધારે ને વધારે જંજાળની તૃષ્ણામાં તણાતા જઇયે છીયે; છતાં પણ ખરી તૃપ્તિ તો નથી જ મળતી. કોઇ કોઇ વાર જરૂરી વસ્તુઓના થોડા સમયના ત્યાગથી તે વસ્તુની ખરી ભૂખ ઉઘડે છે, અને શરીર અને મનમાં ઉલ્લાસ પ્રેરે છે. સાદો પ્રકાશ, તાજી હવા અને તેમાં ટહેલવામાં કેટલું સુખ રહેલું છે તેનો અનુભવ મને ગઇ કાલે પહેલી જ વાર સવારમાં મારી કોટડીનું બારણું ઉઘડ્યું તે વેળાએ થયો.

સાદા ખોરાકમાં કેવો સાત્વિક સ્વાદ રહેલો હોય છે તે જેલમાં આવ્યા પછી મને જેવું સમજાવા લાગ્યું છે તેવું તે પહેલાં હું સમજી શકતો નહોતો. પ્રવૃત્તિમય જીવનમાંથી પ્રાસંગિક નિવૃત્તિને અને ઉપવાસને ભારે વિપત્તિ માનવામાં જેટલી મૂર્ખાઇ છે તેટલી જ જેલથી હેબકાઇ જવામાં છે. રવિવાર અને તેવા રજાના દિવસો અમારે બંદીવાનોને માટે તો ઉલટા આપદાના જ છે. દરરોજ કરતાં દરોગાઓ અને બીજા અધિકારીઓ ઘણા વહેલા ઘેર ચાલ્યા જાય છે. તેથી જલદી જલદી અમને ખવડાવી વાસણો મંજાવી લઇ પરવારી લેવાની તેઓ ઉતાવળ કરે છે. જરાક વિચાર રાખીયે તો તેમની ઉતાવળને તાબે થઇને બારણાં વહેલાં વાસવાની તેમને સગવડ કરી આપવી જોઇયે, કે જેથી તે બિચારાઓ વહેલા વહેલા પોતાને ઘેર જઇને બૈરાંછોકરાંને મળે. દરોગાનું જીવન એના સાથી કેદી કરતાં ભારે ચડીયાતું નથી હોતું. કેદીને ખાવાનું મફત મળે છે ખરૂં, પણ દરોગાને કદાચ પગાર તરીકે એથી જરાયે વધુ મળતું નહિ હોય.

ઉપરી અમલદારોની જોહુકમીની જેટલી ધાસ્તી કેદીને હોય છે તેનાથી દરોગાને જરાયે ઓછી હોતી નથી; અથવા કદાચ દરોગાની ચિંતા વધારે જ હશે. એકંદરે જોતાં એ બિચારાનું જીવન અત્યંત કંગાળ છે. અલબત્ત બાપડા કેદી લોકો ઉપર ઘાતકીપણું વાપરીને પોતાનાં બધાં દુઃખોનું તે તેમના ઉપર અજાણતાં વેર વાળે છે. "અમને ૩૦ રૂપીયા આપો, એટલે બસ; અમારો નિર્વાહ સુખરૂપ ચાલે. ગાંધી આપે કે સરકાર આપે તેની અમને દરકાર નથી. સરકાર કરતાં ગાંધી પાસેથી બે રૂપીયા ઓછા મળતા હશે તોયે અમે ખુશીથી લઈશું." આ એમની મનોદશા છે.

ઇસ્પીતાલ એ તો માકડનો ભરેલો નરકવાસ જ છે. મેં સાંભળ્યું છે કે બધા વૉર્ડમાં આવું જ છે. બ્લૉકસમાં તો વધારામાં માખી અને જુનોયે ઉપદ્રવ છે.

કેદીઓની કામળા અને લુગડાં અઠવાડીયામાં માત્ર એક જ વાર ધોવાય છે. પણ ધોનારા હરીફોનું ધાડું મોટું થતું હોવાથી તેમને થોડાક પાણીમાં કપડાં બોળ્યાં ન બોળ્યાં, ને કાઢી મુકવામાં આવે છે. જેલ ન જોઇ હોય તેવાને આશ્ચર્ય જ થાય કે આટલા પાણીમાં આખું શરીર અને લુગડાં બન્ને શી રીતે ધોવાતાં હશે. ઉચે જુઓ તો નળની અને ન્હાવાના ફુવારાઓની સુંદર સગવડો રાખેલી છે ખરી, પણ એ તો માત્ર કોઇ નિરીક્ષકને ખુશ કરવા પુરતી જ છે. ફુવારા તો ખોટવાઈ ગયેલા જ હોય છે. આ એકાન્ત કેદીઓના બ્લૉકમાં મારી પોતાની અને બીજી કેટલીક કોટડીઓમાં તો પ્રમાણમાં ઓછાં જુ અને માકડ છે. કોટડીમાં સરસામાન કંઇ જ ન મળે. માત્ર પથારી રાખવા સારૂ ઇંટોની એક ઓટલી છે. ઉપર ચુનાથી ચણેલું કમાનના આકારનું છાપરૂં છે; લોઢાના સળીયાથી જડેલું બારણું છે. અહીં ગરદી નહિ હોવાથી જુ માકડનો ત્રાસ નથી. ઇસ્પીતાલમાં મારો રોજનો કાર્યક્રમ હમેશાં માકડ વીણવાનો જ રહેતો. આ વાતે આ એકાન્ત કોટડીમાં ભારે સુખ છે. પણ અહીં વળી માખીઓનો ત્રાસ છે. બ્રિટિશ જેલના આ

સહ-વાસીઓ જો પોતાની કેટલીક કુટેવો મુકી દે તો મારૂં ઘર તેમને માટે ખુલ્લું છે. મારા ખાણામાં તેમનો ભાગ છે. જો મારી પેઠે માત્ર ભાત અને કોલમ્બુ કે દુધ અને સાબુચોખા પર જ ગુજારો ચલાવવાનું તેઓ વચન આપતા હોય તો ખુશીથી એ બિચારા ભૂખ્યા પડોશીઓને હું મારા ખાણામાં ભાગ આપું. પણ એમને તો જે આવે તે ખપે છે. વળી તેમની સ્વાદવૃત્તિ હલકા પ્રકારની પણ ખરી. આથી મને પસંદ ન હોવા છતાં મારે એમની ઉપર સખત ચોકી રાખવી પડે છે.

શહેરના મિત્રોના સહવાસમાં જ રહેતો હોઉં તેમ રોજ દાઢી સાફ રાખું છું. પહેલા બ્લૉકમાં આંધ્રના મિત્રો રહે છે ત્યાંથી અસ્ત્રા મંગાવું છું. અસ્ત્રા બુઠ્ઠા હોય છે અને બળતરા કરે છે, છતાં દાઢી સાફ તો રાખું જ છું. જેલના હજામોથી તો તોબા. હું ધારૂં છું કે થોડા વખત પહેલાં આ લોકોની જોડનો એક હજામ મને સાલેમમાં મળેલો. સારા હજામો કાં તો બહુ ભલા હોય છે અથવા હોશીયાર હોય છે તેથી તેઓ જેલમાં પકડાતા નથી.

જેલની અંદરનો બ્રાહ્મણ રસોઇયો બહારના જગતમાં તેના ભાઇઓ હોય છે તેટલો જ ખરાબ છે. મેલ, વાળ, ઉન, રેતી, અને કાંકરીના મિશ્રણથી બનેલા અહીંના ચીતરી ચડે એવા સ્વાદવાળા ભાત અને કોલમ્બુની જોડ મળે તેમ નથી. ચોખા વગેરે ઝાડકવા માટે રસોઇયો જવાબદાર નથી, અને સ્વાદ માટે તો કોઈ જ જવાબદાર નથી. શીખ લોકોને માટે એમનો જ એક માણસ નિધનસિંગ રાંધે એવી વ્યવસ્થા થઇ છે. એને કોઇ મદદ કરતું નથી, પણ એ કાળજીથી સીધું બરાબર માપસર મેળવે છે, પોતે ચોરતો નથી અને બીજાને યે ચોરવા દેતો નથી તથા મન દઇને ચોખ્ખી રસોઇ કરે છે. પણ એક સાધારણ બ્રાહ્મણ કેદી ક્યાં અને સરકાર સામે કાવત્રું કરવાના

ગુન્હા માટે પોતાની મજબુત ગરદન પર જન્મટીપનો ભાર વહન કરનાર અને આન્દામાન જઇ આવનાર એક સદ્‌ગૃહસ્થ કયાં ? એનો મુકાબલો કરવો એ જ અનુચિત છે. દરરોજ સવારે પોતાના 'વન્દે-માતરમ્' ની સાથે તેઓ મને બે પાતળી ચપાટી બનાવીને મારે સારૂ મોકલે છે. જમવા વખતે પણ તેઓ મારે માટે દાળ લઈને મને 'વન્દેમાતરમ્' કરતા હાજર જ હોય છે. હું કોઇક વાર સામો 'રામ રામ' કરૂં છું અને કોઈક વાર 'વન્દેમાતરમ્' કરૂં છું. એ વાત કરે છે તેમાં 'મે' અને 'કૅન' એ બે જ અંગ્રેજી શબ્દો હું સમજી શકું છું. બાકીનું બધુ એ વીર હૃદયમાંથી પ્રગટ છે ને તે જ સમજે છે; મારે માટે તે અગ્રાહ્ય છે. એક અપવાદ હતો તે મારે કહેવો જોઇયે. ઘણા ખંતથી અનુમાન કરીને મેં શોધી કાઢયું કે નિધન-સિંગની ભાષામાં 'પે' એટલે આપવું તે દાળ ચપાટી 'પે' કરે છે; ડેપ્યુટી જેલર શાક વગેરે સીધાની વસ્તુઓ 'પે' કરે છે. કદાચ બ્રિટિશ જેલમાં છુટ રાખી હોય તો કાગળ કે ચિઠ્ઠી પણ 'પે' કરી કહેવાય. જો આપણે બધા નિધનસિંગની પેઠે આટલુંક જ અંગ્રેજી જાણતા છતાં તેના જેટલા પ્રામાણિક અને બહાદુર હોત તો આપણી જીંદગી ભારે સુખમય હોત અને હિન્દુસ્તાન સ્વતંત્ર હોત.

ચાલો હવે કાંતવા બેસું. ગાંધીજીને કયાં ખબર છે કે આ જેલની કોટડીમાં આ નાનકડો રેંટીયો તો મારા નાના ભાઇ જેટલો મને વ્હાલો થઇ પડયો છે. આ તેઓ જુઓ તો તેમનું હૃદય આનંદથી કેવું ધબકે ! તેમની આંખો કેવી હસે !

## ૧૧ : ૧૦ : ૨૨ સોમવાર

આજ સવારે જેલના રાજા પોતાની અઠવાડિક તપાસ ખતમ કરી આ બ્લૉક છોડી ગયા કે તરત જ બે શીખ કેદીઓ સામા થઈ

જવાથી ધમાલ થઈ રહી. ફરોગાઓએ દોડધામ કરી મુકી અને હાથ-કડીઓનો ખડખડાટ સંભળાવા લાગ્યો. એ બે જણને હાથકડી કરીને અંધારી કોટડીમાં લઈ જવામાં આવ્યા છે.

કાલની રાત તો દમને લીધે ભારે આકરી ગઈ. મને લાગે છે કે મારે બપોરના ખાણામાંથી પણ દાળનો ત્યાગ કરવો પડશે. તેથી આજ સવારે સુપરિન્ટેન્ડન્ટ આવ્યો ત્યારે મેં એને પૂછ્યું કે ભાત અને દાળને બદલે એક વાટકી દુધ અને પાંઉ મને મળશે? તેણે કહ્યું, મળી શકશે.

લાલાજીને સરકારે છોડી મૂકયા એમ સાંભળ્યું છે. આ સારૂં યે હોય કે ખરાબે હોય. પંજાબના લોકોના મન ઉપર એની શી અસર થશે તે અહીં રહ્યા રહ્યા કહેવું શક્ય નથી.

મદ્રાસની હડતાળનો ઉત્તર અંક ભજવાવો શરૂ થઇ ગયો છે. કહે છે કે લગભગ ત્રીસ માણસની ધરપકડ થઇ છે. પણ તેમાં કોઈ પ્રતિષ્ઠિત માણસ નથી. ત્યાગરાજ ચેટ્ટીના ઘરની આસપાસ લોકોએ ઘેરો ઘાલ્યો હતો એ વાત ખરી લાગે છે.

મેં સાંભળ્યું છે—સાચું ખોટું તો રામ જાણે—કે મારા વિષે મદ્રાસની ધારાસભામાં કેટલાક સવાલ પૂછાયા હતા. મને વધારે અગવડ મળે એવા પ્રયત્ન ન થયા હોય તો સારૂં. મુદ્દત પહેલાં જ છુટી જાઉં તો મારૂં આટલું સહન કર્યું બધું પાણીમાં જાય

## ૧૭ : ૧ : ૨૨ મંગળવાર

ગેઇ કાલે રાતે ૧૧ વાગે અમારા જેલાધીશના બુટના અવાજ-થી મારી ઉંઘ ઉડી ગઇ. અમથી આંખ જ મળી હોવી જોઇયે. નહિ તો આટલા સ્હેજ સ્હેજ અવાજથી જાગી ન જવાત. શાસ્ત્રીયાર વાંચતા હતા, તેમને કહેવામાં આવ્યું: 'સુઈ જાઓ; આટલી મોડી રાત સુધી ન વાંચવું.' સવારના હું વહેલો ઉઠયો અને પ્રાર્થના કરી.

ક્યાંયે સુધી કોટડી ઉઘડવાની વાટ જોતાં બેસવું પડયું. મુખ્ય દરોગાને પૂછ્યું કે આજ કેમ આટલી મોડી કોટડી ઉઘડી ? 'આજ તો રજા છે.' 'કેમ શાની ?' 'યુવરાજ' એટલું કહી તે હસ્યો.

બપોરના પાંઉ ખાતો અને સાંજના દુધ-સાબુચોખાની ખીર લેતો. તેને સારુ છરી અને ચમચો આણી આપવાનું ડેપ્યુટી જેલરે કબુલ કર્યું છે.

સ્નાનાદિક આટોપ્યા પછી અડધો કલાક આમતેમ ખુલ્લી હવામાં ફર્યો અને પછી કલાક કાંત્યું. એન. કે. વિજયરાઘવને બે રેંટીયા મોકલ્યા હતા. તેમાંનો ભારે હતો તે મેં મહમ્મદ ધાઉસને આપ્યો હતો અને મારે માટે હલકો રાખ્યો. ઈસ્પીતાલમાંથી આવ્યા પછી ભારે રેંટીયો જ હું વાપરું છું. પેલા હલકા રેંટીયા કરતાં તો આ રેંટીયો ઘણો જ સુંદર છે. તેલની ધાર જેવો ફરે છે. આ રેંટીયો ન હોત તો જેલના દિવસો કેમ જાત ?

કુરાન અને બાઈબલ કાલ રાતે વાંચ્યાં. ગણેશે મારા પર પૉલ રિશાર કૃત "ઈશુના ચાબખા" (સ્કર્જ ઑફ ક્રાઇસ્ટ)નામનું પુસ્તક મોકલવાની મહેરબાની કરી છે. તેના ઉપર નજર ફેરવી ગયો. ઈશુના જીવન અને ઉપદેશથી હાલના ખ્રિસ્તીઓનું વર્તન કેવું ઉંધું છે એ વિષે સાંપ્રત ખ્રિસ્તી ધર્મ પર ઘણા હુમલા થયેલા છે. આ પુસ્તકમાં તેનું જ પુનરાવર્તન છે. આખી ચોપડી સૂત્ર રૂપે લખાઈ છે. કોઈક વાર આ નાનાં સૂત્રો અર્થનો મર્મ બરાબર વહન કરનારાં હોય છે, તો કોઇક વાર ભાષા મોળી પડે છે. ગણેશ પોતાની ચોપડીઓનો દેખાવ એવો સુંદર કરે છે કે ઘણીવાર પુસ્તકની વસ્તુમાં હોય છે તેના કરતાં દેખાવમાં જ વધારે માલ હોય છે. સુપરિન્ટેન્ડન્ટે પાછો મને ઇસ્પીતાલમાં મોકલવાનો હુકમ કર્યો લાગે છે. મેં સબ ઍસિસ્ટન્ટ સર્જનને કહ્યું કે મને પુછવામાં આવે તો હું તો કોટડીમાં જ રહેવાનું પસંદ કરું. ઇસ્પીતાલના માકડથી હું હારી ગયો છું. રાત્રે વારંવાર વપરાતાં તગારાંને લીધે એમ જ લાગે છે કે જાણે કોઈ મોટા બજારના

ઓટલા ઉપર સુતા હોઈયે. અધુરામાં પુરૂં કેટલાક દરદીઓની વેદનાના ઉદ્ગાર અને કેટલાકનો સનેપાત ચાલતો હોય. અહીં કોટડીમાં જો કે એકાંત કેદ છે, છતાં ઇસ્પીતાલ કરતાં કોટડી સારી છે. સોક્રેટિસનું થોડું તામિલ ભાષાંતર ચલાવ્યું. બપોરે ત્રણેક વાગે રામાયણ. બહુ અશક્તિ જણાઈ. યુવરાજને ખાતર સાંજના ચાર વાગે વાળુ કરી લેવું પડયું અને પાંચ વાગે કોટડીમાં પુરાઈ જવું પડયું. અંધારૂં થયું ત્યાં સુધી કાંત્યું. આ રેંટીયાની સુંદરતા અને સરળતા—ખરેખર એ એક કાવ્ય જ છે. રાત્રે કુરળ.

મુંબઈમાં ૨૦૦૦ માણસોને પકડવામાં આવ્યા છે અને તે બધાને મદ્રાસ લઈ આવ્યા છે, એવી એક અજબ વાત સાંભળી ! આવું ખરેખર બનતું હોય તો આ દેશ કેટલો નસીબદાર !

છેલ્લી ગપ એ આવી છે કે સાલેમમાં કોઈ 'કલેક્ટર'નું ખૂન થયું છે. આવી વાતોમાંથી સાર એટલો જ સમજાય છે કે લોકોમાં ગમે તે રીતે કંઈક તોફાન સળગાવવાની આતુરતા રહેલી છે.

## ૧૮:૧:૨૨-બુધવાર

અવિરત પ્રાર્થના કર્યા છતાં પ્રભુનો સાક્ષાત્કાર હજી કરી શકયો નથી. ભટકતા મનને સ્થિર રાખવું બહુ મુશ્કેલ છે. અને સ્થિર કર્યા પછી પણ ખરા લક્ષ્ય પર ચોંટવાને બદલે દેહ પર, સગાંવ્હાલાં પર અને દેશ પર જ તે ચોંટે છે, અને પવિત્ર ન થતાં નવીન મનકામનાઓ સર્જે છે. આ અવસ્થાએ મારે પોતાને એક જ ઉદ્દેશને અર્થે પ્રાર્થના કરવાની હોય. પરમાત્માના સાક્ષાત્કારનો ઉદ્યોગ કરવાનો જ તે ઉદ્દેશ છે. એક વાર તેનાં દર્શન થયાં એટલે બાકીનું બધું એની મેળે થઈ રહેશે. પ્રભુને ' પ્રત્યક્ષ ' કરવાને જુના વખતના ઋષિઓ જે તપશ્ચર્યા કરતા તેનો શો અર્થ તે હવે હું સમજું છું.

અસહકાર કંઈ રાજકીય હેતુ સાધવાનું એક સાધન જ નથી. એ તો ધર્મ જ છે. પાપ સાથેનો સહકાર તજી દેવો એ સાર્વભૌમ ધર્મ છે. આપણે એમ કરવાથી અંગ્રેજોને કાઢી મુકી શકીયે છીયે, એટલા માટે જ એ ધર્મ છે એમ નથી. આપણે જે પાપના પાશમાં બંધાયેલા છીયે તેવાં બંધનને છેદવાં એ સાર્વભૌમ ધર્મ છે. આ કંઇ અમુક મર્યાદિત વખત માટેનો અથવા અમુક રાજદ્વારી દાવ ખાતર કાઢેલો કાર્યક્રમ નથી. પોતાના દેશબંધુઓનો અધઃપાત કરવામાં શરીક ન થવું એ ત્રિકાલાબાધિત ધર્મ છે. મહાસભાએ મુકરર કરેલી મુદતમાં જ આખી પ્રજાને તે કબુલ કરાવી શકીયે કે ન શકીયે તે મહત્ત્વનો સવાલ નથી. બીજા ઉપાયો નિષ્ફળ થયા છે માટે કેસરીયાં તરીકે અખત્યાર કરેલો ઉપાય આ નથી, પણ સત્ય અને દયાના જેવો જ આ ત્રિકાલ વડે અબાધિત ધર્મ છે. તેમાં પરિણામ જોવાનું ન હોય કે તક આવે ત્યારે પાળીયે એમ કહીને રાહ જોવાની પણ ન હોય. આપણને પરવશ બનાવી દે તેવા પરદેશી રાજ્યની સાથે તેવા રાજ્યને કાયમ કરે તેવા કોઈ પણ કૃત્યમાં સહકાર કરવાનો ઇનકાર કરવો એ કુદરતી કાયદો છે, એ મનુષ્યસ્વભાવ છે.

રાષ્ટ્રજીવનનો આ સ્વાભાવિક નિયમ આપણે ભૂલી ગયા અને તેથી એવી જડતામાં આપણે આવી ગયા કે ગુલામીનું ભાન પણ ન રહે. હવે જીવનનો આ નિયમ આપણે પાછો શોધી કાઢયો છે. તેનું પાલન કરવું એ આપણો ત્રિકાલાબાધિત સાર્વભૌમ ધર્મ છે.

બહારથી કંઇક ખખડાટ થતો લાગે છે. સુપરિન્ટેન્ડન્ટે કોટડીએ આવીને મારી તબીયત વિષે પૂછપરછ કરી. એણે કહ્યું કે પાંઉ સાથે મને માખણ આપવામાં આવશે. તેણે મને સલાહ આપી કે પાંઉ ઠરી ગયા પછી ખાવો. ગરમ ખાવાથી અપચો થાય.

બે નવી ગપ: એક વેનીયમ્બાડીના પોલીસ સબ ઈન્સ્પેક્ટરના ખૂનની અને બીજી અમારા વડા દરોગાનો છોકરો મદ્રાસ સીટી

પોલીસમાં કૉન્સ્ટબલ હતો તેણે અસહકારી થઇને રાજીનામું આપ્યાની. આ બીજી વાતથી દરોગાઓ ખુશ ખુશ થઈ ગયા છે, કારણકે તેમને પોતાના ઉપરી ઉપર અપ્રીતિ છે.

આજે જ ખબર પડી કે શાસ્ત્રીયારને મધુમૂત્રનો રોગ છે. એ જરા નબળા દેખાય છે, અને હોવા જોઇયે તેટલા આનંદી લાગતા નથી.

બિચારો થીવન, ઈસ્પીતાલમાં દરદીની સેવા કરે છે તે કેટલો માયાળુ ને ભલો? નિયમસર અને પ્રામાણિકપણે તે માંદાની માવજત કરે છે.

આ કહેવાતા ગુન્હેગારોની નજીક હું જેમ જેમ આવતો જાઉં છું તેમ તેમ મને ખાત્રી થતી જાય છે કે આપણા કાયદાઓ, મુકદ્દમાઓ અને શિક્ષાઓ એ બધાની પદ્ધતિ ધરમૂળથી ખોટી છે.

## ૧૯ : ૧ : ૨૨–ગુરુવાર

હું બાજરૂ જતો હતો તે વખતે ભીંતની પેલી બાજુએથી મદદનીશ દાકતરે મહેરબાનીની રાહે મારી તબીયતના સમાચાર પૂછયા. હવે નવા ફોલ્લા નીકળતા નથી એ જાણીને, આ રોગ સારૂ મને મુકેલી રસી તેણે પોતે જ શોધી કેમ ન હોય એવી રીતે તે વાત કરવા લાગ્યા. રસીનો મૂળ શોધક પાસ્ચર પોતે પણ આટલો ખુશ ન થાત. થોડાં વગર રાંધેલાં ટમાટાં ખાવાની મેં રજા માગી ત્યારે તેમણે કહ્યું કે કબજીયાતને માટે પાંઉ દવા જેવું કામ કરે છે. હમણાં મારે ટમાટાને માટે બહુ આગ્રહ ન રાખવો એવી તેમણે સલાહ આપી. ટમાટાથી વખતે દમ વધી જાય! ખરૂં કારણ તો તે સુપરિન્ટેન્ડન્ટથી ગભરાય છે એ જ જણાય છે.

વેલોર જેલના અપ્રસિદ્ધ ગેઝેટમાં નીચેના સમાચાર આવ્યા છેઃ (તેના ઉપરની ટીકા મારી પોતાની છે.) ડિ વેલેરા હજી તહનામાનો અસ્વીકાર કરવાની પોતાના લોકોને સલાહ આપે છે. ભરતપુરના

મૅજિસ્ટ્રેટે કેટલાક રાજદ્વારી કેદીઓને બીજા કેદીઓના દેખતાં ફટકા માર્યા તેથી ભારે ખળભળાટ થયો છે. આવા મૅજિસ્ટ્રેટ ખરે જ આપણા હિતેશ્રી જ છે. કુરનુળમાં ભારે પકડાપકડી સંભળાય છે. સાલેમ પણ પાછળ રહ્યું નથી. અતુર ખાતે સવિનયભંગ કરવા માટે પાંચ જણ ઉપર સમન્સ નીકળ્યાં છે. સી. અનન્તાચારી ઉપર કામ ચાલે છે. વાસુદેવૈય્યાને ૭ મહિનાની સખત જેલ મળી છે. તિરૂપથુર વાળા વહાબ સાહેબને ૭ મહિના સખત અને રામસ્વામી આયરને ૭ મહિના સાદી મળી છે. કોઇ શ્રીનિવાસન્ નામના માણસે પોલીસમાંથી રાજીનામું આપ્યાનું સંભળાય છે. તે વળી કોણ હશે? ટેનકાશી અને તિરૂવેલોરમાંથી ઑનરરી મૅજિસ્ટ્રેટોનાં રાજીનામાંની ખબર આવી છે. આવા છુટાછવાયા પ્રસંગો જો કે બહુ મહત્ત્વના નથી, છતાં તે નવી જાગૃતિનાં ચિહ્ને રૂપ છે. જાન્યુઆરીની અધવચમાં કલકત્તાની જેલમાં ૩૫૦૦ સ્વયંસેવકો હતા. હકીમ અજમલખાને પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં કહ્યું છે કે ઇજીપ્તે હિન્દુસ્તાનની અસહકારની પદ્ધતિ અખત્યાર કરી છે. પં૦ માલવીયાજીના પુત્ર ગોવિંદને અને તેના કાકાના દીકરા કૃષ્ણકાન્તને ૧૮ મહિનાની સખત કેદની શિક્ષા થઇ છે. પાછળથી સજામાં ઘટાડો થઇને ૭ મહિનાની સાદી કેદ રાખવામાં આવી છે. કલકત્તામાં સ્યામસુંદર ચક્રવર્તી પણ પકડાયા છે.

કોઇ પોલીસ અમલદારની ગાડી ઉપર પથરા ઉડયા, એને લીધે મદ્રાસમાં ગોળીબાર થયો અને ૭ જણ મરાયા.

મારા ખોરાક અને તબીયત વિષે બહારથી કોઇ ખટપટ કરતું હોવું જોઈયે એવો મને વહેમ હતો તે ખરી વાત છે એમ જણાયું. લોકોમાં પોતાના કર્તવ્યને વિષે કેટલું બધું અજ્ઞાન! મને અહીં રોટલાની ભૂખ નથી; બહાર મહા મન્થન ચાલે છે એટલું જાણવાની જ એક ભૂખ છે. અમારી ભૂખ ને તરસ બધી એક જ વાતની છે કે જેલમાં વધારે ને વધારે માણસો કેમ આવે. લોકોની કલ્પના કંઇક

એવી જ લાગે છે કે અમારા જેવા થોડાએક કમનસીબીયાંને જ સ્વરાજ ખાતર જેલ ભોગવવી પડવાની છે, એટલે અમારી સજા જેમ બને તેમ હળવી ને દુ:ખરહિત બને તે માટે બનતું કરી છુટવાની તેઓ પોતાની ફરજ સમજે છે. આવી સમજણથી તેઓ અમારા જેલી જીવનની ખબર રાખતા રહે છે, અને અમારી તબીયત, ખોરાક વગેરે વિષે બહાર રહ્યા રહ્યા ચળવળ કરી અમારા જેલના દહાડા જેમ બને તેમ સહ્ય થાય તેવી ચળવળ કરે છે. અમે અહીં એક ધ્યેયને સારૂ આવેલા છીયે; અને અમને જેલમાં ચાહે તેટલું દુ:ખ હોય, અમને ખોરાક ચાહે તેવો મળતો હોય, તેમ છતાં એ ધ્યેય પ્રત્યેજ તેમણે પોતાનું બધું ધ્યાન રોકવું જોઇયે તે કેટલું અગત્યનું છે એ વાત તેઓ સમજી જાય તો કેવું સારૂં ! તો તેઓ એવા વિચારો ઓછા કરે કે આ દમનનીતિનું બૂરૂં મોજું આવ્યું છે તે રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સથી ખાળી શકાશે. તો તેઓ સરકારે માંડેલી લડતને ઉપાડી લેવાને પ્રવૃત્ત થશે.

બીચારા શાસ્ત્રીયારને વધતાં વધતાં મરડો થયો છે. તે ઇસ્પીતાલમાં જશે તો ત્યાં તેને ચોખાના ઓસામણ ઉપર રાખવામાં આવશે, કારણ કે મદદનીશ દાકતરના ગ્રંથમાં હલકા ખોરાકના પ્રકરણમાં એ એક જ વસ્તુ છે. દુધના કોઇ પણ પદાર્થને માટે જેલાધીશનો પરવાનો જોઇયે.

જાજરૂએ ગયો ત્યાં કોઈ કેદીના આવા ઉદ્દ્ગાર સંભળાયા: "શું કરવું આ કોલમ્બુનો! મીઠું નહિ, મરચું નહિ; નકરૂં મોળું મોળું પાણી. આ લોકો સરકારનો પગાર ખાય છે ને સાથે અમારા ખોરાકમાંથી પણ ખાઇ જાય છે. પ્રભુ આ બધા ગુન્હા તરફ નજર નહિ કરે ?" પણ હું ધારૂં છું કે આવી અનીતિ તો સ્વરાજમાં પણ હોવાની જ. અત્યારે જેઓ બગડેલા છે તેઓ આપણા ભાઇઓ વગર બીજા કોણ છે ? આપણા લોકોનાં દિલ કયારે પલટાશે ને તેઓ કયારે નીતિને માર્ગે વળશે ? ઈશ્વર જાણે !

જેલ પાસે થઇને પસાર થતી રેલ્વે ટ્રેનની સીટી વાગે ત્યારે ત્યારે હું સાવધાન થઈ જાઉં છું અને મનમાં ઘોળાતા વિચારોને

ચોરની પેઠે તગડી મુકું છું. પણ આજે સાંઝે હું પ્રાર્થના કરતો હતો તે વખતે નાગસરમ ગામડાના કોઈ સુખી ઘરમાંથી જે મધુર અવાજ આવ્યો તેની સાથે સુખના દિવસોનાં સ્મરણોનું પૂર મનમાં ધસી આવ્યું. તેનું જોર એટલું બધું પ્રબળ હતું કે કેટલાયે વખત સુધી એ પૂરને હું ખાળી ન શકયો. આ મીઠા શરણાઇના સૂર જેમ મને તેમ આ દેશના હરેક સ્ત્રીપુરુષને તેની યુવાવસ્થાના મધુર દિવસોનું–આશા ને આનંદભર્યા તે દિવસોનું–સ્મરણ આપે છે. આ આનંદ-લોકમાં ઘડી એક વિહરતાં મારી આંખો આંસુભીની બની. હું આંસુને આંખમાં દાબી ન શકયો. પરમેશ્વરે તેનાં સરજેલાં સુખો મને આપતાં જરાયે કંજુસાઇ કરી નથી. સ્ત્રી, કુટુમ્બ, મિત્ર, સૌની તરફના અમાપ પ્રેમનો હું ભાજન થયેલો છું. પણ પ્રેમની ધરપત કોને થઈ છે? કોણ કહી શકયું છે કે આટલો પ્રેમ બસ છે?

આવા વિચારો મને નિર્બળ કરી નાંખે છે. મારી અંદર જેટલું બળ છે તે બધું લડતના ખપનું છે. જે આંસુ પાકીને કેવળ આંસુ જ થવાનાં છે તેવાં મનમોહન પુષ્પોના ઉદ્યાનમાં મનને ભ્રમણ કરવા દેવું એ મારે માટે ખોટનો વેપાર છે. પરમેશ્વરને મારે એટલી જ પ્રાર્થના કરવી રહી છે કે તે જ્યાં હોય ત્યાં જો તે સુખદુઃખના અનુભવ કરી શકતી હોય તો હે પ્રભુ, તેને દુઃખદર્દથી દૂર રાખજે અને મને સહન કરવાની અને મારો ધર્મ બજાવવાની તાકાત આપજે.

## ૨૦ : ૧ : ૨૨–શુક્રવાર

આવી વિચિત્ર સોબતમાં યે સલામત રહેતાં આવડવું એ એક ખાસ સદ્‌ગુણ છે. એક તરફ મહમ્મદ ધાઉજીની ઓરડી મુકીને હમેશાં બે ત્રણ એવા પડોશીઓ હોય જ, જેઓ કંઈક નિયમભંગને સારૂ નાબાજ કોરટની સજાની કે જેલ સુપરિન્ટેન્ડન્ટના જેલનિયમોની રૂએ અંધારી કોટડીની કે એકાન્તની કેદ ભોગવવા આવેલા હોય. કોટડીના બારણુ સળીયાવાળા બારણાની આડું લાકડાનું જાડું કમાડ વાસીને

હવા અજવાળું બંધ કરી નાંખવામાં આવે છે. સામેની ભીંતમાં નાનું કાણું હોય છે તે અને છાપરા ઉપર બે વાંકા વાળેલા નળ હવા આવે તેવી સદિચ્છાથી રાખેલા હોય છે તેટલું ફક્ત રાખવામાં આવે છે. જેલના નિયમોના કરતાં દરોગાઓ ઘણીવાર ઓછા નિર્દય હોય છે. સુપરિન્ટેન્ડન્ટ આવવાની વકી ન હોય ત્યારે તેઓ લાકડાનું કમાડ ઘણીવાર ખુલ્લું જ રહેવા દે છે. મને પોતાને એક આવી જાતની કોટડીમાં પુરવામાં આવ્યો છે. માત્ર મારી કોટડીનું લાકડાનું કમાડ વાસવામાં આવતું નથી. હમણાં જ અંબુરના એક મુસલમાન નૌજવાનને આવી એકાન્ત કેદ મળી છે. ઇશ્વરે તો તેને પહાડ જેવો તેજસ્વી ને રૂપાળો ઘડયો છે, પણ માણસે તેને આવી કોટડીમાં પુરી રાખવાની સજા કરી છે. તેનો વાંક એ કે તેણે પોતાની કોઇક પાશવી વૃત્તિ પર સંયમ નહિ રાખ્યો હોય. મિત્રોની ટોળીમાં ભળીને, તે કહે છે તેમ, કંઈક તોફાન કર્યું હશે, કે તેથીયે કંઈક વિશેષ ભારે કાયદાનો ભંગ કર્યો હોય. તેને એકાન્ત કોટડીમાં પુરી દઇ સળીયાના બારણા ઉપર લાકડાનું કમાડ વાસી દે છે કે જેથી ઈશ્વરનું આપેલું હવા અજવાળું તેના સુધી પહોંચે નહિ. સદ્ભાગ્યે સામેની ભીંતમાં ૯ ઇંચ ઉંચું ને એક વાર લાંબું બાંકોરૂં છે ને તેને કંઇ લાકડાની બારીથી જડી લેવામાં નથી આવ્યું. તેમાં ફકત સળીયા જ જડવામાં આવ્યા છે. ત્યાર પછીની ઓરડીમાં એક મોપલા કેદી એક મહિનાની એકાન્ત જેલ સેવી રહ્યો છે. માણસના ખૂનના ગુન્હાસર તેને ૧૦ વર્ષની સખ્ત મજુરીની સજા મળી છે તે પૈકી આ એક ભાગ જ છે.

બીજી તરફ શાસ્ત્રીબારની કોટડીની પડોશમાં ચાર યુવકો ફાંસીની રાહ જોતા પડેલા છે. દિવસ ને રાત તેમની ઉપર અત્યન્ત સખત પહેરો રાખવામાં આવતો હોવા છતાં આ પડછંદ જુવાનીયાઓ છાવણીમાં યોદ્ધા હોય તેવા ખુશ રહે છે. તેઓ આખો દહાડો કોટડીના બારણા પાસે બેઠા રહે છે, કારણકે તે તેમને માટે સ્વતંત્રતા અને પ્રકાશની નજીકમાં નજીકનું ઠેકાણું છે. કંઈ કામકાજ વગર નવરા બેઠા દિવસો ગણ્યા કરે છે અને રાબેતા મુજબ સરકારને કરેલી અરજીની

જવાબની રાહ જુએ છે. તેઓ મને જોઈ મારી સામે તાકી રહે છે ને ઘણું કરીને મારા ઉપર ખીજાય છે પણ ખરા. તેમને મારી ઇર્ષ્યા આવે એ કુદરતી છે. હું દરોગા વગર હરીફરી શકું, મુકાબલે તેમના કરતાં વધારે છૂટ ભોગવું, તેમની નજર આગળ થઈને પાણીને નળે ન્હાવા ધોવા સારુ જાઉંઆવું, ધોળાં શુદ્ધ વસ્ત્ર પહેરીને રોજ બ્રાહ્મણ બનીને તેમની નજીકથી આવુંજાઉં- જાણે તેમની દુર્દશાની હું ઠેકડી કરતો હોઉં એમ તેમને લાગતું હોય તો તે કુદરતી છે. મારી કોટડીની પછવાડે વળી બીજા અભાગી કેદીઓની ટોળી છે. તેઓ પણ ફાંસીની રાહ જુએ છે. તેમનાં ગપ્પાંનો અવાજ દિવસરાત મારી કોટડીમાં સંભળાયાં કરે છે. મેં તેમનાં મ્હોડાં જોયાં નથી, કેમકે અમારી ઓરડીની પછવાડે જવાની મને બંધી છે; જો કે જોયું તો બધું એક જ છે. પણ તેમના સાદ, તેમની ગંદી ગાળો, વિનોદ કરવાના તેમના પ્રયત્નો, વખતોવખત નિસાસાપૂર્વક તેઓ જે પ્રાર્થના કરતા ને ભગવાનનું નામ લેતા તે બધું મને પૂરેપૂરું પરિચિત છે. સાખ પાડોશીઓ એકબીજાની વાતો જાણે તેટલું હું તેમને વિષે જાણતો. સૌથી અળખામણું કંઈ હોય તો તે પેલા ફાંસીના કેદીઓની ચોકી કરનાર દરોગાઓનો સતત લવારો ચાલે છે તે છે; અને રાતને વખતે તો તે લવારો પૂર રંગમાં આવે છે. વડા દરોગાને હું કહી દઉં તો વખતે તે તેમને કંઇક સજા કરે કે ઓછામાં ઓછું અવાજ કરવાની બન્ધી તો કરે જ. મારી ઉંઘને બચાવવા ખાતર નહિ, પણ સન્ત્રીઓએ વાતોના તડાકા મારવા નહિ એવો જેલનો નિયમ છે તેથી મારી ફરીયાદ સંભળાવાનો સંભવ. તેને મન જેલના નિયમો એ ધર્મશાસ્ત્ર છે. કાર્યકારણના સંબંધનું બંધન તે ધર્મમાં તેણે આવશ્યક માનેલું નથી. પણ આમ ફરીયાદ કરવા જતાં પરિણામ એટલું જ થાય કે હું પોતે એ બિચારા અધકેદીઓને મન આંખના કણા જેવો બનું. એમની દશા દયામણી છે તેઓ ધારે છે કે તેઓ છૂટા છે, પણ ખરું જોતાં તો જે કેદીઓ ઉપર તેઓ પહેરો ભરે છે તેમના જેવી જ લગભગ તેમની જીંદગી હોય છે.

ત્યાર પછી મધરાતની વેળાએ રાતનો કેદી ચોકીદાર તેના મોટા ને પગમાં ખસડફસડ થતા જોડાનો અવાજ કરતો આવે છે. ઘણીવાર આ ચોકીદારો પોતે ખૂન કે તેવા કોઇ ભારે ગુન્હા માટે લાંબી મુદ્દતની ટીપ ખાઇને આવેલા હોય છે. એક જાય ને બીજો આવે. દરેક જણ મારી ઓરડીના બારણામાં ઉભો રહે ને પોતાના ફાનસનું અજવાળું ઓરડીમાં પાડીને ખાત્રી કરી લે કે હું નાસી ગયો છું કે સહીસલામત પુરાયેલો છું. આ કેદી દરોગા, કેદી મુકાદમો ને રાતના કેદી પહેરેગીરો—એમની વિચિત્ર વંશાવળી બારીકીથી અવલોકન કરવા લાયક છે. તેમને સફેદ કપડાં મળે છે ને બીજા કેદીઓનાં કપડાંની જેમ તે બાંડીયાં ન હોતાં હાથ પગ છેક સુધી ઢંકાય તેવાં હોય છે. તેમને કમરે ચામડાનો પટ્ટો ને માથે સફેદ ટોપી પણ મળે છે. કેદીના નંબરનું ચગદું, બીજા કેદીઓની પેઠે જેવાતેવા પતરાનું ગળે ભરાવવાનું નથી હોતું, પણ નાના સરખા પિત્તળના ચકદામાં નંબર કોતરેલા હોય છે. તે જમણી છાતીએ ટાંકણીવડે વળગાડવાનું હોય છે, ને જાણે કંઈક ચાંદ મળ્યો હોય તેમ ચકચકતું રાખવાનું હોય છે. એ જાતમાં જેઓ વધારે ઉંચે ચડેલા હોય છે તેમને સત્તાના નિશાન તરીકે ડંડુકો પણ રાખવા દેવામાં આવે છે. કેદી ચોકીદારને ભાત ખાવા મળે છે તથા દર મહિને એક રૂપીયો તેને નામે વગર વ્યાજે જમે કરવામાં આવે છે અને તે રકમ તે છૂટે ત્યારે તેને મળે છે. એ તેના કામ દાખલ તેનો પગાર થયો. ઉપરાંત તેમની ટીપમાંથી દર મહિને ૪ થી ૮ દિવસ કપાય છે. લગભગ દરેક અઘરૂં કામ—કેદીઓના કામ ઉપર મુકાદમી કરવાનું, રાતના પહેરાનું, વગેરે—આવા કેદી અમલદારોની મારફત લેવામાં આવે છે. આ લોકો કેદખાનાના શાસ્ત્ર પ્રમાણે પુરતા કાબેલ હોય છે; કારણકે જરા હુકમ પાળવામાં ભૂલ થઇ, ઉદ્ધતાઈ બતાવી, જરા અણગમો કે અનાદર બતાવ્યો કે તરત આ ઉંચા પદેથી તેને નીચે હડસેલી દેવામાં આવે છે, અને ઘડી પહેલાં જે કેદીઓની ઉપર તેણે જુલમભરી કડકાઈ

વાપરેલી હોય તેમની હારના તેને થઇ જવું પડે છે. અને આવી સજાનો તેમને એટલો બધો ડર હોય છે કે તેનાથી બચવા ખાતર ગમે તે કરવાને તેઓ તૈયાર થાય છે. એ ડરમાંથી જ તેમની કાબેલીયત આવે છે. આ એક એવી રીતે ગોઠવેલી ગુલામીની પદ્ધતિ છે કે જે પોતાનો ખર્ચ, પોતાની મુકાદમીનો ખર્ચ પણ પોતે જ નિભાવી શકે છે.

શાસ્ત્રીયારનો મરડો હજુ મટ્યો નથી. તે હમણાં જ ઇસ્પીતાલમાં ગયા.

માખણ મળવાનું હતું તે મળ્યું. કોઈક ચીજ સાવ સમ ખાવા જેટલી જ મળતી હોય ત્યારે ખરેખર તેની કિંમત બહુ વધે છે. માખણ કેવી રીતે લેવું ને કેવી રીતે ખાવું એ અહીં હું બરાબર શીખી ગયો. રાઇના દાણા જેટલું પણ નકામું જવા ન દેતો, કારણ કે બધા માખણનો તેટલોયે ભાગ કંઇ નાંખી દીધા જેવો નહોતો જ.

ગુમડા માટે આજે પાંચમી પીચકારી લીધી. હું ધારૂં છું કે વધુમાં વધુ દવા આજે તો શરીરમાં પેસાડી દેવામાં આવી છે.

કાંત્યું. સૉક્રેટિસ અને રામાયણ થોડાં થોડાં કર્યાં: સીતાશુદ્ધિ અને તેની પરીક્ષાના પ્રસંગો.

ઘેરથી કાગળની રાહ જોતો હતો તે સાંજે જેલનો કારકુન આવીને આપી ગયો. રંગુનથી છોકરીઓનો કાગળ અંદર નથી. કૃષ્ણસ્વામી, નરસિંહમ અને મારા ભાઈના કાગળો છે. જેવું સાકર કે માખણ જેવા પદાર્થોનું, તેવું જ આ કાગળોનું. પત્રવ્યવહાર ઉપર અંકુશ આવતાં, પત્રોની ભૂખ જાગૃત થઈ. આથી આવેલ કાગળની લીટીએ લીટી, અક્ષરે અક્ષર બરાબર ચાવીને હું હજમ કરી ગયો.

આજનો દિવસ પુરો થાય એટલે જેલમાં આવ્યાને મારો એક માસ પૂરો થયો. જેલમાં વખતની કિંમતનું માપ પણ બહારના માપ બરાબર નથી.

## ૨૧ : ૧ : ૩૨–શનિવાર

ઈન્જેકશનને લીધે ગઇ કાલે માથાનો સખત દુખાવો જણાયો હતો, પણ તેની મુખ્ય અસર તો આજે સાંજે વરતાઇ. બહુ જ અશક્તિ જણાય છે: કંઇજ કામ કરી શકાય તેમ નથી.

## ૨૨ : ૧ : ૩૨–રવિવાર

સાંજની કાંઇ વેળાએ માખીઓની જોડે રીતસર લડાઈ જ કરવી પડે છે. આ માખીઓ અને મુગાનાં પાંદડાં ને આખી દાળનું કોલમ્બુ, એ રોજનાં થઈ પડવાથી જેલમાંથી મરડો ને હોજરીનાં દર્દ ખસતાં ન હોય તો તેમાં જરાયે નવાઇ જેવું નથી. માખીઓ રોગનો ચેપ લાવી આપે છે અને કોલમ્બુથી આંતરડાં આળાં રહ્યાં કરે છે. આ માખીઓ એવી છે કે એક વાર તમારા ભાણાનો સ્વાદ તેમણે ચાખ્યો એટલે તમે ગમે તેટલું કરો તોપણ ગાંડી તૂર થઈને વળગવાની. આ જન્તુઓ વિષે વેલોર જેલમાં રહીને ઘણું અવલોકન થઇ શકે ને તેની ઉપયોગી નોંધ રાખી શકાય. તેઓ કયે વખતે કામ કરે છે, તેઓ કેમ સ્થાનાન્તર કરે છે, જુદી જુદી પરિસ્થિતિમાં તેમનો સ્વભાવ કેવો રહે છે, તેમની ભૂખ તરસ કેવી હોય છે વગેરે બાબતો અભ્યાસ કરવા લાયક છે.

ગઇ કાલે સુંદરકાંડમાંથી કેટલાક સુંદર ભાગ વાંચ્યા. શૂર, ભક્ત, નિઃસ્વાર્થ લક્ષ્મણ ઉપરનો સીતાનો પ્રેમ બહુ જ સુંદર કલ્પેલો ને વર્ણવેલો છે. તેમાં પ્રેમ, આદર અને માતૃવાત્સલ્યનું સુકોમળ મિશ્રણ છે.

હિન્દુ કવિ સિવાય બીજો કોઈ આ મિશ્રણ કલ્પનામાં લાવી વર્ણવી શકે નહિ, અને હિન્દુ ગૃહસ્થ સિવાય કોઇ તેને સંપૂર્ણ–પણે સમજી પણ શકે નહિ.

આજે બ્રાહ્મણને લાયક સારૂ હજામત કરાવી. હજામ કોઈ ડોસો હતો. અને એ જાણવા જેવું જ પાત્ર છે. તે તિરૂપુરનો વતની

છે. સાલેમ સેશન્સ કોર્ટના પંચે ( જ્યુરીએ ) તેને કંઈક ખોટા આરોપસર પાંચ વરસની કેદ ફરમાવી હતી. ત્યાર પછી વળી ચીતુરની સેશન્સ કોર્ટે બીજા ખોટા આરોપ ઉપર તેને બીજાં પાંચ વરસ આપ્યાં.

" અરેરે, આ મહારાજો ( બ્રાહ્મણ ફોજદારો ) આટલા બધા દુષ્ટ અને નાસ્તિક કેમ થઈ ગયા હશે ? આ પોલીસનાં માણસોનો પગ ક્યારે ટળશે ? " મેં કહ્યું, " તમારા પરના બધા મુકદ્દમા ખોટા હતા, પણ કોઈક તો સાચા ચોર લુંટારા છે એ તો ચોક્કસ વાત છે. અને તેમનાથી પ્રજાનું રક્ષણ કરવા માટે પોલીસ જરૂરની છે. "

" હા હા, દુનીયામાં ચોર છે તો ખરા. આપના જેવાના પુણ્યપ્રતાપે ને પ્રભુની કૃપાથી મારે ઘેર જમીન ને જનાવર ઘણાં છે. એક વાર મારાં ખળાં કોઈ ચોર ચોરી ગયા હતા. પોલીસનાં માણસો તો જોઇયે, પણ એ લોકો પ્રામાણિક હોવા જોઇયે."

મેં પૂછ્યું, " પોલીસના ફોજદારે તમારે માથે ખોટો આરોપ શા વાસ્તે મુકયો ? "

" તેણે મારી દુઝણી ગાય મારી પાસે માગી. મેં કહ્યું, કહો તો હું પોતે કે મારો પેટનો દાકરો તમારે ઘેર ગુલામ થઈને રહીયે, પણ આ ગાય તો મારા ઘરમાં જ નાની વાછડી હતી ત્યારથી ઉછરીને મોટી થઈ છે. જીવ જાય પણ એ ગાય મારાથી નહિ જ અપાય. આનું વેર તેણે મનમાં રાખ્યું ને ક્યાંક લૂંટ થઇ તેમાં મને સંડોવી દીધો."

" તમારે હજી કેટલી સજા ભોગવવી બાકી છે ? "

" આઠ મહિનાની કેદ બાકી છે; અને ત્યાર પછી ત્રણ વરસ સુધી પોલીસની દેખરેખ નીચે રહેવાનું. "

" એટલે કે ત્રણ વરસ સુધી તમારે જેલ બહાર રહેવા માટે પોલીસને લાંચરૂશ્વત આપ્યા કરવાની ! "

"ના રે ભાઈ મારે શું કામ લાંચ આપવી પડે ? હું તો કાંઇ નહિ આપું. ભલેને એ ભીખારા મારા ઉપર ચોકી રાખતા. હું કોઈનાં મેંઢાં ચોરવાનો નથી કે લૂંટફાટ કરવાનો નથી. ઈશ્વર-કૃપાથી મારે ત્યાં ઘર છે, ખેતર છે, બધું છે. મેં એક યોજના મનમાં ઘડી રાખી છે. કલેકટર સાહેબ પાસેથી હું એક ચોપડી માગી લેવાનો, ને તેમાં પોલીસનાં માણસોની સહી કરાવી લેવાનો. પછી તેઓ મને કેવી રીતે છેતરી શકશે ?"

હજામના હુન્નરમાં એ જેવોતેવો નહોતો, અને મનમાં તેને તેનું અભિમાન પણ હતું.

"આવા આપના જેવા મહાત્માઓ અહીં જેલમાં તપ કરવા શું કામ આવતા હશે ? આ તો ચોર લુંટારાઓને પૂરવાનું સ્થાન છે. ભગવાન આપણને સહાય નહિ કરે ? મેં પોતે તો આજકાલ કરતાં આ કેદખાનામાં ૧૦ વરસ કાઢયાં, ને હવે આઠ મહિનામાં છૂટી જઈશ."

"રસોડામાં હજી ઘણાની હજામત કરવી છે." એમ કહીને ડોસાએ માથું મુંડવામાં જરા ઉતાવળ કરી. રસોડાનાં માણસોની સંભાળ રાખવી તેને માટે બહુ જરૂરની હતી, કારણકે પેટનો ખાડો પૂરવા માટે તે લોકોની પાસેથી તે જરા વધારે ખોરાક માગીભીખીને મેળવી શકતો.

આજે સવારે મારૂં વજન લેવામાં આવ્યું. ૯૮ રતલ ઉતર્યું. દાખલ થતી વખતે ૧૦૪ રતલ હતું. એક મહિનામાં ૬ રતલનો ઘટાડો એ ચેતવા જેવું છે. મદદનીશ દાક્તર જરા મુંઝાયા જેવો લાગ્યો, અને મરજી ન હોવાં છતાં મારી ટિકિટમાં તેને નોંધ કરવી પડી.

મુખ્ય દરોગા શેખ મદાર સાહેબનો રૂઆબ ભારે છે. જેલનો દરેક દરોગો અને દરેક કેદી તેના ઉપર ગમે તેટલો નારાજ હોય છતાં

તેનાથી ડરતો ચાલે છે. ખરું જોતાં આખી જેલમાં કાબેલ માણસ તે એક જ જણાય છે. એક દિવસ હું મારી ઓરડી વાળતો હતો તે તેણે જોયું.

તેણે કહ્યું, "તમે શું કામ વાળો છો ? નારણસ્વામી ક્યાં ગયો ? (તે કેદી હતો ને તેને આ બ્લૉકનું પાણી ભરવા વગેરેનું બધું કામકાજ સોંપેલું હતું.) તે વાળી આપશે." મેં મહેનતમાં રહેલા માનની અને પોતાનાં કામ પોતે કરી લેવામાં રહેલી ભારે સગવડની હમેશની વાત તેને કહી. તેણે કહ્યું, "તમારી વાત ખરી છે. હું પોતે ઘરનું બધું કામ કરું છું. રાંધવું, વાળવું, બધું." આથી તો હવે મારી ખાત્રી થઇ ગઈ કે મોટાં માણસોએ પણ આવાં કામ કરવાં જોઇયે. તેને રૂ. ૪૫ નો પગાર મળે છે અને બહુ શિક્ષણ લીધું હોય તેવાં કંઇ ચિહ્ન ન દેખાતાં છતાં તેનો રૂઆબ તો કોઇ દેશી રાજ્યનો મોટો અમલદાર હોય તેવો છે.

## ૨૩ : ૧ : ૨૨-સોમવાર

જેલાધીશની પધરામણીનો દિવસ. પરોઢીયામાં પાંચ વાગે મને ઉઠાડ્યો. તમારી જેટલી ચીજો હોય તે બધી ઠીકઠાક કરીને બહાર ઓટલા પર મુકજો અને નીચે ઉભા રહેજો. નામદાર સરકાર પધારવાના છે અને તેની બધી રૈયતના સરસામાનની તપાસણી કરવાના છે. આ પ્રસંગને લીધે મને પોતાને તો એટલો લાભ થાય છે કે તે મસે મારી કોટડી ઝાડીઝુડીને સાફ થાય છે. ના૦ જેલાધીશની સાથે નાના દાકતર, જેલર અને મદદનીશ જેલર હોય છે. જેલર મહિનાની રજા ઉપર ગયો હોવાથી તેની જગા મદદનીશ જેલર સાચવવાના છે અને મદદનીશનું કામ એક નવા ઠીંગણા બ્રાહ્મણ ઉપર આવી પડયું છે. તે સરકારી નોકરનો એક નમૂનો છે ને કોઈ બીજી જેલમાંથી આવેલ છે. બાદશાહી સવારીમાં તે પણ હતો.

"તબીયત ઠીક છે ?"

"ઠીક છે; આભાર માનું છું."

"નવા ફોલ્લા તો નથી થતા ને ?"

"ના."

"તમારો બીજો રોગ કેમ છે ?" નાના દાક્તર ના૦ સરકારની મદદે આવ્યા અને બીજા રોગનું નામ સંભારી આપ્યું. "તમારો દમ."

"દમ છે તો ખરો, પણ નરમ છે."

"તેની દવા લો છો કે એમ ને એમ ચલાવો છો ?"

"દવા નથી લેતો. ખોરાકમાં સંભાળ રાખવાથી મટી જશે, એમ હું ધારું છું."

"ઠીક છે; દમ પર દવા ન લેવી એ જ ઠીક."

"કોઇ કેદીને ખાસ સજા થઈ હોય તેની જેમ મને રાતદહાડો કોટડીમાં પૂરી રાખવામાં આવે છે, તે તમારા હુકમથી છે શું?" મેં પૂછ્યું.

તેણે કલાકની પૂછપરછ કરીને કહ્યું: "તમને લોકોને દિવસમાં પાંચ કલાક બહાર રાખવવામાં આવે એવી મારી ઇચ્છા છે. સવારના ભાગમાં ૬ થી ૮ સુધી અને ૧૦॥ થી ૧૨ સુધી; અને સાંજે પાછા ૪॥ થી ૬ સુધી. એટલે કે સવારસાંજ જમવાનો દોઢ દોઢ કલાક, ઝાડેજંગલ જવાનો અને વાસણ માંજ્યાનો વખત, કપડાં ધોવા-સુકવવાનો, પથારી તડકે નાંખવાનો, પાણી ભરી લાવવાનો અને કોટડી વાળવાનો વખત."

મેં કહ્યું, "ત્યારે એ તો ખાસ સજાવાળા કેદીઓના જેવું જ લગભગ થયું."

"નહિ, તેમને તો દિવસનો મોટો ભાગ પૂરી રાખવાના હોય છે." —એનો અર્થ તો તેને પોતાને ખબર.

ફાંસીની સજાના કેદીઓને આમ એકાન્ત કોટડીમાં પૂરી રાખવા, —કંઇ કામ નહિ, મનને રમાડનારૂં કંઇ સાધન નહિ, નીતિધર્મનું શ્રવણ પણ નહિ, એ દશામાં આખો દિવસ એકાન્તમાં પૂરી રાખવા— એ દુષ્ટ પદ્ધતિ છે. આવી દશામાં તેમને કેટલાક મહિના સુધી રહેવું પડે છે અને ઈલાકાની તેમ જ વડી સરકારને રીતસરની અરજી કરેલી હોય છે તેની રાહ જોતાં ટીંગાઇ રહેવું પડે છે. ન્યાયાધીશનો ચુકાદો સાંભળીને જે વૈરાગ આવ્યો હોય તે બધું આ સ્થિતિમાં ભુંસાઇ જાય છે, અને પાછા તેઓ હલકી વૃત્તિઓને આધીન થઇ જાય છે. દરોગાઓ તેમની કાળજી એટલા જ પુરતી રાખે છે કે તેઓ નાસી ન જાય. તેમની સ્થિતિ નજરે જોઇને હું ધારૂં છું કે આવા કેદીઓમાંથી ઘણા અત્યંત પવિત્ર હાલત ભોગવતા થઈ જાય છે. અમારી પાછળના બ્લૉકમાં એક જણ છાતીનો ભારે કઠણ હોય એમ લાગે છે. પડોશની કોટડીના સમાન દુઃખી બીજા કેદીઓ સાથે આખો દહાડો વાતો ચાલતી જ હોય. એની વાતો સાંભળું છું ત્યારે મારૂં ધારવું સાચું હોવા વિષે લેશ પણ શક રહેતો નથી.

અપીલ ને અરજીઓના જવાબ આવે તે દરમીયાન આવા લોકોને ખુલ્લી હવામાં કંઈક કામ કેમ આપતા નહિ હોય તે સમજાતું નથી. દેહાન્ત દંડના કેદીને સખ્ત મજુરી આપતાં સંકોચ થતો હોય તો કંઇક હળવું કામ આપવું. કામ કરવા માટે કેદીને છૂટો રાખવો પડે તેમાં કંઈ જોખમ છે કે તેને સાચવવો બહુ કઠણ છે એમ કહી નહિ શકાય, કારણકે તે જ માણસને ફાંસી માફ કરીને જીવન દેશનિકાલ અથવા ૨૦ વરસની કેદ ફરમાવવામાં આવે તો એટલું જોખમ તો સ્વીકારવું જ પડે છે.

ઘેર મોકલવાના થોડાએક કાગળો લખ્યા. આ ભમતા ભૂત જેવી રેલ્વે ગાડી જ્યારે નીકળે છે ત્યારે સીટી વગાડે છે. જાણે મારી કેદના સળીયા જોઇને મારી મજાક કરતી હોય! મને લાગે છે કે નજીકમાં ક્યાંક રસ્તાનો ઝાંપો હોવો જોઇયે.

ચાર નવા અસહકારીઓ આવ્યા છે. એકની બેલારી જેલમાંથી અહીં બદલી થઇ છે. તેને સાદી કેદ છે છતાં હાથકડી છે. બીજા ત્રણમાંના એક મહારાજગઢ રામકૃષ્ણૈય્યા છે. તેમને 'પેહા ગંજી ઑફીસ' એવા નામથી ઓળખાતા નાની નાની એકલીયા ઓરડી વાળા બ્લૉકમાં રાખવામાં આવ્યા છે. આ લોકોએ મને બધાથી અલગ રાખવો એવો જ નિશ્ચય કર્યો જણાય છે.

તિરૂપથુરવાળા અબ્દુલ વાહાબ અહીં જ છે, એ આજે એક અરજી જોતાં ખબર પડી. કોઇક અરજી કરીને તેમની સાથે મુલાકાતની પરવાનગી માગી છે. પૂછપરછ માટે ભૂલથી તે અરજી આ બ્લૉકમાં આવી ગઈ.

## ૨૪ : ૧ : ૨૨–મંગળવાર

ગુન્તુર જીલ્લામાં કરબંધીની ચળવળ ચાલુ થઈ છે. દક્ષિણ કાનડામાં પણ ચાલતી સંભળાય છે. તામીલ નાડુમાં સવિનય ભંગ ધીમો ધીમો ચાલે છે. નરમ દળના લોકોએ પરિષદ્ કરીને પોતાની માગણીઓ કંઇક વધારી છે એવું સાંભળ્યું. આ નરમ લોકો રસ્તા ઉપર કેટલા કીડીના વેગે ચાલે છે! આપભોગ અને મનુષ્ય–આહુતિનો પ્રવાહ વહે છે તેમાં તણાયા વિના કેમ રહી શકે?

સુપરિન્ટેન્ડન્ટે મને વળી પાછો ઈસ્પીતાલમાં લઇ જવાનો વિચાર કર્યો દેખાય છે. કેમ, તે તો કોણ જાણે. હું તો તેને ચોખ્ખું સમજાવીને કહેવાનો છું કે સજા તરીકે મને ત્યાં માકડ અને શૌચ–પાત્રોના દેશમાં મોકલવો હોય તો હું જવા ખુશી છું. મારું વજન ઘટ્યાની તેને એટલી બધી કાળજી હોય તો દરરોજ સાંજે શરીરની ગરમી માપવાનું કામ તો ઇસ્પીતાલના કેદી નોકર કરતાં કે કમ્પાઉન્ડર કરતાં હું સારું કરી જ શકું, અને મદદનીશ દાકતરથી સારું નહિ તો તેના જેવું તો મને આવડે જ.

સવારના ૮ નો કાયદેસર છૂટા રહેવાનો વખત હોય છે ત્યાં સુધી આંટા માર્યા. પછી ૮-૪૫ સુધી કાંત્યું.

મારો માસિક પત્ર પૂરો કર્યો. અમને દર મહિને એક જ કાગળ લખવાની છૂટ છે. એટલે અમે લોકો એક મોટો લાંબો કાગળ લખીયે છીયે, ને જેટલાને લખવાનું હોય તે બધાના કાગળનું એક ટીપણું જ કરીને ઑફીસમાં મોકલી દઈયે છીયે. સુંદરકાંડ પૂરો કર્યો. ખરેખર સુંદર જ છે! મને મારા પિતા કહેતા તેનું સ્મરણ થાય છે કે લોકો જ્યારે કંઈક નવું સાહસ ઉપાડે છે ત્યારે ફલલાભને સારૂ સુંદરકાંડનું પારાયણ કરે છે. આપણાં સીતાજી પણ અશોકવાડીમાંથી મળશે ?

ડૉ. રાજનને હમણાં જ પત્ર લખ્યો કે જીલ્લામંત્રીઓને સ્વદેશી કાર્ય માટે મોટી રકમો સોંપવામાં આવેલી છે ને તેઓ જો આજે કેદમાં જાય તો બધું કામ ગોટાળે ચડે—એવો વિચાર ભારે જોખમકારક છે. પૈસો સારો ખરો, પણ ઘણીવાર તે પૈડામાં આડાની ગરજ સારે છે. પૈસો રાખીયે પણ આપણું કાર્ય ડુબાડીયે? નહિ જ. પાસો નંખાઇ ચુક્યો છે. હવે તો કૂચ કર્યે જ છુટકો.

સ્વરાજ્ય એ આજે જ કે લાંબા વખત સુધી પણ ચાલુ રાજ્ય કરતાં બહુ સારૂં હોવાનું નથી. સ્વરાજ્ય થયું એટલે લોકો એકદમ સુખી બની જવાના નથી એટલું આપણે સૌએ જાણી રાખવું જોઇયે. સ્વતંત્ર થઇશું તેની સાથે જ ચુંટણીમાં રહેલા બધા દોષો, અન્યાય, શ્રીમંતોની સત્તા ને જુલમ તેમજ વહીવટની બિનઆવડત એ બધું આપણી ઉપર ચડી બેસવાનું અને આ જંજાળ ક્યાંથી આવી પડી એમ પણ લાગવાનું. લોકો અફસોસની સાથે ગયા દહાડા યાદ કરશે કે આ કરતાં તો પહેલાં વધારે ન્યાય હતો, આ કરતાં વહીવટ સારો હતો, શાન્તિ હતી અને અમલદારોમાં ઓછાવત્તા પ્રમાણમાં પ્રામાણિકતા પણ હતી. લાભ એટલો જ થયો હશે કે એક જાતિ તરીકે આપણે માથેથી ગુલામી અને ગુલામીનું કલંક ઉતરશે. આખા દેશ-

ભર કેળવણીનો પ્રચાર કરીયે તો જ આશા છે. તેનાથી લોકોમાં બચપણથી જ શુદ્ધ આચરણ, ઈશ્વરનો ડર અને પ્રેમભાવના ખીલશે. સ્વરાજ્ય એ સુખ આપનારૂં ત્યારે જ થશે, જ્યારે આપણે આ કાર્ય કરશું. નહિ તો સ્વરાજ્ય એ ઘોર અન્યાયો અને ધનસત્તાના જુલ-લમનો ભરેલો એક નરક-આવાસ જ હશે. ઓહો, જો હરેક માણસ સત્યનિષ્ઠ હોય, ઈશ્વરથી ડરીને ચાલનારો હોય, બીજા ઉપર પ્રેમ રાખવાનું સુખ અનુભવી શકતો હોય તો સંસાર કેટલો સારવાળો થઇ પડે! તેવું નથી તેમ છતાં આ આદર્શ સ્થિતિને ધારણ કરવાની પાત્રતા કોઈ દેશમાં હશે તેના કરતાં હિન્દુસ્તાનમાં અધિક છે.

આજે એક કાગળે ઠીક ગમ્મત કરાવી. સેન્ટ્રલ કૉલેજ ડે કમિટિનો આમંત્રણપત્ર આવ્યો છે. આમંત્રણ ૨૮ મી જાન્યુઆરીના દિવસ માટેનું છે! કોઇક ભલા માણસે મારા ઉપર કૃપાદષ્ટિ કરીને મને યાદ કર્યો ને રીતસર પોષ્ટકાર્ડ ઉપર વેલોર જેલનું સરનામું કરીને, હું કેદી છું, સજા ભોગવી રહ્યો છું, એ બધું જાણતાં છતાં પત્ર લખ્યો છે!

## ૨૫ : ૧ : ૨૨-બુધવાર

નિધનસીંગ, જેણે બધા શીખ કેદીઓ માટે ચપાટી બના-વવાનું કામ માથે લીધું તે, તથા કુકોપાના સ્વયંસેવક શેખ મહમ્મદ, જે મુસલમાનો માટે ચપાટી બનાવવાનું કામ કરે છે તે બન્નેને આ બ્લૉકમાં લાવવામાં આવ્યા. તેમના વિભાગોમાં ઓરી અને શીતળાના વા છે તેથી તેમની બદલી કરવામાં આવી છે. નિધનસીંગને સખત ખાંસી થઈ છે, પણ ઈસ્પીતાલની દવા લેવાની ના કહે છે. બન્નેને સવારના ચાર વાગે જગાડીને રસોડામાં મોકલી દે છે. મારી આખી જીંદગી જાતજાતના રસોઈયાઓ સાથે માથાઝાક કરવામાં ગઈ છે, પણ આવા આનંદી રસોઇયા જોયા નથી. બ્રાહ્મણો જન્મસંસ્કારથી

જ રસોઇની કળા જાણે છે એ ખરૂં, પણ બીજા કારીગરો પોતાના જન્મસંસ્કારને લઇને પોતાનો ધંધો સુધારે છે, તેને ઠેકાણે આ લોકો ધંધો બગાડવાની કળા લઇને અવતરે છે!

પેરૂમલને થોડા દિવસ માટે રસોડામાં રોકવામાં આવ્યો છે ને તેની જગાએ આ બ્લૉકની ચોકી માટે કોઇ નવો દરોગો આવ્યો છે. આવો નકામો ને બેવકુફ માણસ જોયો નહોતો. જીભ ઘડીયે નવરી જ પડે નહિ, ને એકે વાતમાં ઢંગધડો કંઇ જ ન મળે. પેરૂમલને રસોડાની ચોકી કરવી પસંદ છે, અને હોય જ. રસોડું એ તો જેલની સ્વર્ગપુરી.

રેંટીયો. ત્યાર પછી સૉક્રેટિસના બચાવનું ભાષાન્તર. આવક વેરાનો કલેકટર ભારે ઉદ્યોગી માણસ લાગે છે. જેલમાં પણ મને છોડયો નહિ. મારી આવકનાં સાધનો ભરી મોકલવાની નોટીસ તેની તરફથી આવી છે!

કેદીઓની ટોળીઓ પાસે કામ કરાવી કરાવીને જેલની વાડીમાં સરસ શાકભાજી નીપજાવવાં, અને મહેનત કરનારાઓને ઉભું વરસ એકલું આંબલીનું પાણી અને તેમાં થોડાંક મુળાનાં પાંદડાં ને ડાંખળાં ઉકાળીને આપવાં, એ ખરેખર ક્રૂરતાની એક નાજુક કળા જ છે! બાકીની બધી શાકભાજીનું શું થતું હશે, અમલદારો બધી લૂંટી ખાતા હશે કે બધી મોટા કંટ્રાકટરોને અને અમલદારોને વહેંચી દેવામાં આવતી હશે તે તો પ્રભુ જાણે. કેદીઓના ભાણામાં જે ભાત આવે છે તેમાં આખી ડાંગરના દાણા, કસ્તર, ઊન, વાળ, કાંકરી એ બધાનો કંઈ શુમાર હોતો નથી. દાળ કે કોલમ્બુ બનાવે છે તેમાં છડેલી સાફ દાળ લેવાને બદલે આખા ને આખા દાણા નાંખવાનો જેલમાં ચાલ છે. એ લોકો કહે છે કે કેદીઓના આરોગ્યને માટે આખી દાળ જ સારી; પણ ખાનારા તો કહે છે કે આનાથી ઘોડાની ચંદી સારી. શરીર અને શાસ્ત્રને બદલે કરકસરના અર્થશાસ્ત્રની દષ્ટિએ જ આ ચાલ મૂળ શરૂ થયો હોવો જોઇયે.

અમને રોજ કોટડી બહાર પાંચ કલાક રહેવાનું મળે છે એવી સુપરિન્ટેન્ડન્ટની ગણતરી સાવ ખોટી છે. ત્રણ કટકે બહાર કાઢવામાં આવે છે. તેમાંનો મોટો ભાગ તો ખાવામાં ને વાસણ માંજવામાં ખપી જાય છે. કોટડીના બારણાને તાળું મારવામાં ન આવે એટલાથી જીવને સંતોષ શી રીતે વળી શકે? તાળું ન માર્યું ને બારણું ઠાલું બંધ કર્યું તેથી કંઈ ફેફસામાં ખુલ્લી હવા પહોંચી શકતી નથી, કે હાથ પગને જોઈતી કસરત મળતી નથી. તેને માટે તો માણસને હરવાફરવાની છૂટ આપવી જોઇએ. આજે રોટલી ને દુધની પાછળ અને માખી સાથેના જંગમાં લગભગ આખો કલાક ગયો. અને થાળી માંજવાની હજી બાકી છે. કોટડીનું બારણું પણ વાળી નાંખવું પડશે, નહિ તો વળી વધારે જીવજન્તુઓના સહવાસનો લાભ મળવાનો.

## ૨૬ : ૧ : ૨૨–ગુરૂવાર

પેટનું એક દરદ મટયું તો બીજું તેની વિરૂદ્ધનું દરદ હાજર. બંધકોશ હતો તેને ઠેકાણે હવે ઝાડો થયો છે ને રાતમાં ઉઠવું પડે છે. દાકતરને કહેવા જાઉં તો કદાચ ખોરાકમાં કંઈક હેરફેર થાય અને મને ઈસ્પીતાલમાં મોકલી આપે. તેના કરતાં કુદરતને જ થોડો વખત કામ કરવા દઉં.

પહેલાં કરતાં વધારે કાંત્યું.

સુપરિન્ટેન્ડન્ટ બે મદદનીશ દાક્તરોની સાથે મારી કોટડીએ આવ્યા અને તબીયતના સમાચાર પૂછ્યા. ઝાડાની વાત સાંભળીને તેણે કંઇક ચિન્તા બતાવી, અને મને દવા આપવાની દાક્તરને સૂચના કરી. બે કાચાં ટમાટાં મને મળે એવો પણ તેણે હુકમ કાઢયો. મારે માટે તેણે સૂચવ્યું કે રોટી અને માખણની સાથે ટમાટાને ભેળવીને ખાવું. તેની બોલવાની ઢબ પરથી લાગ્યું કે તેમનામાં તે તો વળી

ઈક રાજ વસત ગણાતી હશે. સુપરિન્ટેન્ડન્ટની સાથે વાત કરતાં
દદનીશ દાક્તરે એક અનુમાન ચલાવ્યું, કે તેને સાધારણ રીતે
ધકોશ રહે છે, પણ પાછા ઝાડા થઇ કોઠો સાફ થઇ જાય છે!
આ અનુમાન સાચું પડે એમ હું ઇચ્છું છું, પણ અત્યારે તો મારે
ના અનુમાનની વિરુદ્ધની જ સાક્ષી આપવી પડી. નાના દાક્તરને
તાના ઉપરીની મહેરબાની મેળવવાની ભારે ઉત્કંઠા છે. સુપરિન્ટેન્ડન્ટ
હુ સારો માણસ બન્યો છે; પહેલાં તેનો જે બાદશાહી રૂઆબ
તો તેની જગાએ હવે જરાક પરોપકારવૃત્તિ તેણે ધારણ કરી
ણાય છે. અલબત્ત નોકરશાહીની પદ્ધતિ અધઃપતન પામીને
ધારણ માણસાઈ સુધી પહોંચી ન જાય તેટલી નોકરશાહીની હવા
તેણે સાચવી રાખી છે જ.

આખા પ્રસંગમાં ગમ્મત પડે તેવું એ હતું કે નાનો દાકતર તેના
ડા દાકતર સાહેબ જે અંગ્રેજીમાં બોલતા તેનું તામીલ ભાષ્ય મને
મજાવ્યા કરતો હતો. મને અંગ્રેજી આવડે છે એ વાત તે ભૂલી
યો લાગ્યો.

આ માખીઓની બલા મારી નજીકથી દૂર કરી શકાતી નથી.
રીરને કે મનને તેમનાથી હું બચાવી શકતો નથી. માણસના
તામાં જૂના બાલમિત્રો કોઇ હોય તો તે માખીઓ અને કીડીઓ
બે છે. આ બે જૂના દોસ્તોને જ્યારે જ્યારે જોઉં છું ત્યારે મને મારૂં
ચપણ અને તે વખતનું માનું મુખ યાદ આવ્યા વગર રહેતું નથી.
ળપણના આ દોસ્તોની હીલચાલ અને રીતભાતોનું અવલોકન કર-
માં મને કેવો રસ પડતો તે મને યાદ આવે છે. તે દિવસોની
જી કોઈ વાત યાદ રહી નથી, ને આટલી જ સાંભરે છે. ત્યાર પછી
ડીઓ ધીમેધીમે અળખામણી થઈ પડી, અને કોઈ વાર ચટકો ભરે
રે તો તેમની ઉપર દાઝ પણ ચડતી. કેટલીકવાર ખાવાની મીઠાઈ
ર ચડે અને પકડાઇ જાય તોપણ, ઉતારવાની ઘણી મહેનત
યે તોપણ જ્યારે ઉતરે નહિ ને જાણે પોતાનો માલ હોય એમ હઠ-
ક ચોંટી રહે ત્યારેયે તેના ઉપર બહુ રીસ ચડતી. માખીઓની

દોસ્તી કીડીઓની જેમ તૂટી નહોતી. બહુ મોટી ઉમર સુધી તે મારા શુદ્ધ પ્રેમનું પાત્ર રહી હતી. પાછળથી જ્યારે વિજ્ઞાનશાસ્ત્રી આવ્યો અને તે બિચારીની વિરુદ્ધ બધાનાં મગજ ભંભેરી મુક્યાં ત્યાં સુધી તેની સાથેની દોસ્તી ટકી રહી હતી. આવાં પ્રાણીઓને સહોદર સમા ગણવાનું શિક્ષણ મને માતા પાસેથી મળ્યું હતું. વિશ્વપ્રેમ અને પુનર્જન્મના સિદ્ધાન્તોનો સાક્ષાત્કાર કરાવી આપી શકે એવો આ સુંદર સિદ્ધાન્ત છે ! માતાનો આ બોલ ત્રિકાલાબાધિત સત્ય છે એવું લગભગ તેના મૃત્યુના સમય સુધી હું શ્રદ્ધાપૂર્વક માનતો હતો. માતાની સાથે સાથે તેણે આપેલો સત્ય બોધ પણ મૃત્યુ પામ્યો. તેની સાથે શંકા, નાસ્તિકતા અને અરાજકતાના વિચારોએ મગજનો અધિકાર મેળવ્યો. જો નૌજવાનોની આ સિદ્ધાન્ત ઉપરની શ્રદ્ધા દૃઢ કરી શકાય, ખાલી વાદવિવાદ કરવાના એક સિદ્ધાન્ત તરીકે નહિ પણ અન્તરની શ્રદ્ધા તેમનામાં દૃઢ કરી શકાય તો સંસારમાં આજે જેટલાં દ્વેષ ને હિંસા આપણે જોઇયે છીયે તે કેટલાં બધાં ઘટી જાય !

કોણ જાણે શા કારણથી, પણ આજે મારાં વ્હાલાં માતુશ્રી મનશ્ચક્ષુ સામે તરવરે છે અને તેનાથી મારા વિચારોનું વાતાવરણ આજે મધુરૂં બની ગયું છે. તેને કોઈ દહાડો કલ્પના યે આવી નહિ હોય કે તેનો લાડકો દીકરો, તેનું મોંઘું રત્ન ને તેની આશાનો આધાર એક સામાન્ય કેદખાનામાં પૂરાશે; ૯ ફુટની ઉંચાઇની નાની સરખી કોટડીમાં તેને ગોંધી રાખવામાં આવશે. સમાજજીવનમાંથી આ રીતે થોડા સમયની રજા લેવામાં શી ખુબી રહેલી છે, આ લડતનું રહસ્ય શું છે તે તેને સમજાવવામાં કેટલો આનંદ આવે તે હું કલ્પી શકું છું. એક બીજો જીવ હતો તેને પણ હું કોઈ દિવસ કેદમાં પડું એ વિચાર સો ગાઉમાં પણ આવ્યો નહિ હોય. જેને લીધે અનેક અસીલોને માથેથી કેદ ટળેલી જોઈને તે આનન્દ અને અભિમાનથી છલકાતી તે જ કેદમાં જાય એ કલ્પના જ કેમ સંભવે ?

સાંજે સ્નાન પછી દમની ધમણ આજકાલ મને બહુ પીડે છે; તે પીડા એક તરફથી ચાલતી અને એક તરફથી આ નવરાના તરંગો મારા મગજમાં ચાલતા હતા. રાત્રે શાન્તિ રહે છે, છતાં શરીરમાં નબળાઈ એટલી બધી વધી પડી છે કે દમની પીડા હઠતી નથી. જરા તકલીફ પડે કે ધમણ ચાલુ થાય છે.

## ૨૭ : ૧ : ૨૨–શુક્રવાર

એન. કે. વિજયરાઘવન્ અમારા બધા જેલજાત્રાળુઓના પ્રતિનિધિ બનીને ભારે ઉત્સાહથી સેવા બજાવી રહ્યા છે. તેમણે આજે જ એક ડબ્બામાં હજામતનો બધો સામાન મોકલ્યો છે. કોપરાનું તેલ પણ તે મોકલનાર છે.

જેલર રજા પર ગયો છે. મેં તેમને એક તાર અને કેટલીક ખરીદવાની ચીજોની યાદી આપી હતી તે તેણે ક્યાંક આડીઅવળી મુકી દીધી લાગે છે.

પટ્ટનાથુ પિલ્લૈય્યરનાં માતાના શબ ઉપર ગાયેલાં ગીતો કેટલાં સુંદર છે! આ મહાત્માની કડક તપશ્ચર્યાની વચ્ચેથી પ્રેમનો આવો અચાનક ઉભરો નીકળે તેમાં ભારે વિચિત્ર સુંદરતા છે; અને તેના વિલાપની સાદી શૈલી ઠેઠ મનુષ્યસમાજના તળીયાને સ્પર્શ કરે છે. પટ્ટનાથુ પિલ્લૈય્યરની કવિતાની ખુબી તેની સરળ શૈલી અને શબ્દભંડારમાં છે. તેણે પોતાની કવિતા શેરીએ જતા લોકોની ભાષામાં ગુંથી છે. તેનું આખું જીવન એક જ વિષય પાછળ અર્પાયેલું હતું—જગત, મિથ્યા છે, બ્રહ્મ સત્ય છે અને તેની સાથે એકરૂપ થવાની કામના. તેની કવિતામાં પણ એ એક જ વિષય વ્યાપી રહેલો છે. એ સુંદર કવિતા બીજા ક્ષેત્રોમાં પણ મહાલી હોત તો કેવું સારૂં, એમ મનમાં થઈ આવે છે.

## ૨૮ : ૧ : ૨૨—શનિવાર

કાલે રાત્રે આઠ વાગ્યા પછી ફાંસીના કેદીઓની ઓરડીઓ તરફ કંઈક ધાંધલ થઈ હતી. પચાસ ગડદાપાટુના અવાજ મેં સાંભળ્યા. હું તો કોટડીમાં હતો ને કોટડીને તાળું દીધેલું, એટલે મારાથી કંઈ જોઈ ન શકાયું; ફક્ત મારના ધડાધડ અવાજ અને માર ખાનારની ચીસો સાંભળવામાં આવતી હતી. મેં દરોગાઓને બોલાવવાને ઘણી બૂમો પાડી, પણ કોણ સાંભળે? એ ઉત્સવ છોડીને મને વાત કરવા આવવાને તેઓ રાજી નહોતા. ઢોરની માફક એક જણને માર મારીને તેઓએ તેને એક કોટડીમાં પૂરી દીધો અને તાળું મારી દીધું. એટલું અનુમાન થઈ શકે તેમ છે કે કોઈ તાળા-કુંચીમાંથી છટકી ગયો હશે ને તે પકડાવાથી તેને તેઓએ આમ સજા કરી હશે. અમે તો કોઇ જાતની મદદ કે કંઈ જ કરી શકયા નહિ, કેમકે અમે કોટડીઓની અંદર પૂરાયેલા હતા.

સવારે પહેરા પરનો દરોગો મહમ્મદ ધાઉજીને રાતની બધી વાત રસપૂર્વક કહેતો હતો. એ લુચ્ચો સાંજના કેવી રીતે તાળાકુંચીમાંથી છટકી ગયો, બધા તેને માટે તપાસ કરી વળ્યા, આખરે તેના બ્લૉકના જાજરૂની ગટરમાં લપાઇ રહેલો તે પકડાયો. જ્યારે તેને પૂછ્યું કે તેને બિચારાને એટલો બધો ઢોરની માફક માર્યો કેમ, ત્યારે તેણે તો ચોખ્ખો ઈન્કાર જ કર્યો. એ તો એટલા બધા અને મોટા જોડા પહેરેલા દરોગાઓ મળીને તેને ઓરડીની અંદર હડસેલી દેતા હતા તેનો તેવો અવાજ થતો હશે એમ તેણે ઉંઠાં ભણાવવા માંડયાં. તેણે મને પણ બધી કથા કહી સંભળાવી, પણ જ્યારે મેં તિરસ્કાર બતાવ્યો અને તેને ઠપકો આપ્યો ત્યારે તેણે બચાવ કર્યો કે હું પોતે તો ચાવીઓ લેવા ગયો હતો, પાછળથી બીજા લોકોએ તેને માર્યો હોય તો કોણ જાણે. હવે આ લોકોની આવી બદચાલ વિષે સુપરિન્ટેડન્ટને ફરીયાદ કરવી કે નહિ એ સવાલ છે. ન જ કરવી એમ મેં નક્કી કર્યું. સુપરિન્ટેડન્ટ પોતે જ આવી ઢોર જેવી સજા કોઇને

(કાયદાનો આશરો લઇને) કરત તો હું શું કરત ? કંઇ જ નહિ. ત્યારે આ બાબતમાં હું શા સારૂ તેની પાસે ફરીયાદ કરવા જાઉં ? તેના કરતાં આ દરોગાઓને જ જો હું સમજાવી શકું કે તે લોકોનું વર્તન ખોટું હતું તો કંઇકે સાર્થક છે. સુપરિન્ટેડન્ટનું વર્તન સારૂં જ રહેવાનું છે એવું ધારી લઇને તેની પાસે ફરીયાદ ન લઈ જવાનું મને ઠીક લાગ્યું. અને પાછળથી બન્યું પણ તેમજ. એ કેદીને ૩ મહિના સુધી સળીયાની બેડીઓની સજા મળી છે—અને એમાં જે પશુતા છે તે પેલા ચીડાયેલા દરોગાઓના મારની પશુતાથી જરાયે ઉતરતી નથી.

વેંકટ સુબય્યા મારી કોટડીએ આવીને કહેતા હતા કે તેમને કોઠારમાં ડેપ્યુટી જેલરની મદદમાં મુકવામાં આવ્યા છે. ભારે પ્રમોશન કહેવાય.

શાસ્ત્રીયાર ઇસ્પીતાલથી પાછા ફર્યા છે. તે બહુ નબળા પડી ગયા છે. મધુમેહથી તેમની તબીયત તૂટી ગઇ છે. સાંભળ્યું છે કે મહારાજગઢ રામકૃષ્ણય્યા બંધ કોટડીમાં મજામાં છે.

જેલના છોડ પરથી ઉતરેલો કપાસ કાંતવાને બહુ માફકસર છે. નારાયણસ્વામી ( ચોરીનો માલ રાખવા માટે સજા પામેલો કેદી ) જે આ બ્લૉકમાં ભિસ્તીનું કામ કરે છે, તેણે જેલના કપાસની એક પુણી મને લાવી આપી. એ પુણી મેં બહુ જ આતુરતાની સાથે એકદમ કાંતી નાંખી.

ખબર મળી કે એક કાગળમાં અનેક કાગળો લખીયે છીયે તે સામે સુપરિન્ટેન્ડન્ટ વાંધો કાઢે છે. એક કાગળ એટલે એક જ જણના ઉપર કાગળ લખાયેલો હોવો જોઇયે એવો જે અર્થ તે કરે છે તે મને વ્યાજબી લાગતું નથી. પણ મને વ્યાજબી ન લાગે તેમાં શું ? તે પોતે નિયમ કરે છે ને પોતે તેના ફાવે તેવા અર્થ કરે છે. છતાં મેં છેલ્લો કાગળ લખ્યો તેની અંદર ડૉ. રાજન અને મહાત્માજીના

કાગળો તેમજ રંગુન પપા અને લક્ષ્મીના કાગળો બીડયા હતા તેની સામે તેણે કંઇ વાંધો લીધો નથી.

મને પેટનું દરદ ન હોત તો સવારનો નાસ્તો મને મળે છે તેવા નાસ્તાનો ઉપભોગ રાજાના કુંવરો પણ પામી શકતા નહિ હોય.—અરધા શેરની રોટી, અને તેની મારે હાથે કાપેલી અને શેકેલી ચીરીઓ, અધોળ તાજું સોજું માખણ, થોડાં તાજાં ટમાટાં, શેર સવાશેર દૂધ અને મારી મીણબત્તી ઉપર તપાવી લીધેલું પ્યાલો પાણી. ખાણું તો બાદશાહી છે. શરીરને તો તેનાથી પૂરતો સંતોષ રહેવો જોઈયે અને થોડા વખતમાં મારે આવા ખાણાથી જાડું પણ થવું જોઇયે. આ તાજાં ટમાટાં તો જેલમાંથી છૂટયા પછી પણ મને યાદ આવશે અને તેને ખાતર પણ વેલોર જેલમાં આવી જવાનું મને મન થયાં કરશે.

થોડા દહાડા પછી રોટી શેકાવામાં ખામી રહેવા લાગી, તેથી મેં વગરશેકેલી રોટી જ ખાવા માંડી. માખણમાં ભેળ થવા લાગ્યો અને તે યે ચોરાવા લાગ્યું.

## ૨૯ : ૧ : ૨૨–રવિવાર

**તા**મીલ પ્રાન્તિક મહાસભાસમિતીની કારોબારી સમિતિની બેઠક મળવાની છે એવી નોટીસ મને અને શાસ્ત્રીયારને પહોંચાડવામાં આવી છે. કારોબારી સમિતિ ૩૧ મી તારીખે કુંભકોણમમાં પન્તુલુ આયરના ઘરમાં મળનાર છે. વિષયો રોજના શુષ્ક કામકાજ સંબન્ધી છે; ઘોડેસ્વારોની કુચ નથી. પણ આપણા લોકોની ખાસીયત જ એવી છે. પોતાના જ વ્યવહારો અને પોતાની જ ચિંતાઓમાંથી તેઓ ઉંચા આવતા નથી. કૌટુમ્બિક પ્રવૃત્તિ એ તેમનું મુખ્ય કાર્ય અને દેશ એ તો તે કાર્યને માટે એક વિશાળ ક્ષેત્ર જ. આવા સ્વભાવના લોકો પાસેથી આથી વિશેષ શી આશા રાખી શકાય ?

આજ સવારે પાછું વજન લીધું. ઉપવસ્ત્ર વગર ૯૮ રતલ અને તે સાથે ૯૯ રતલ; એટલે કે છેલ્લું વજન ઉતરેલું તેમાં કંઈ ફેરફાર

નથી. રોટી, માખણ અને ટમાટાં એ હવે ઘણા ભાઈઓને મળવા લાગ્યાં જણાય છે. હવે ખામી એક ચીજની છે; તે દહીં અથવા છાશ. આખી જીંદગીનો આ ચીજનો અભ્યાસ રહ્યો, એટલે તે નથી મળતાં તેથી પેટ તકરાર કરે છે, અને બીજા ખોરાકથી અણબનાવ કરી બેસે છે.

ભોજન ( રોટી, માખણ, ટમાટાં ને દૂધ ) લેવામાં—ફક્ત ખાવામાં જ પૂરો એક કલાક ચાલ્યો જાય છે; ૧૨ થી ૧. દાળભાત હોય તો ગડપ કરતાં ગળે ઉતરી જાય. પણ આ રોટી—અને તેય પાછી વગરશેકેલી લેવાની મને સલાહ મળી છે—કરડવી એ ભારે થાંધું ને કંટાળાભર્યું કામ છે. બાકી વખતની મારામારી માણસને ન હોય તો ભોજનમાં કંઇ અધુરાપણું લાગે એમ તો નથી જ.

કુરળમાં ઇલ્લારાચ્ચલ પૂરૂં કર્યું. આજે સૉક્રેટિસનું કામ આગળ ચલાવ્યું.

ઝાડા હજુ ગટયા નથી. મદદનીશ દાકતર પેટને માટે કંઈક ભૂકી મોકલનાર હતો તે કાલે અને આજે પણ ભૂલી ગયો છે.

### ૩૦ : ૧ : ૨૨–સોમવાર

**કા**લની રાત વસમી ગઇ. મદદનીશ દાકતર રાતના દશેક વાગે પડીકીઓ લઇને આવ્યો. એને એટલીયે ખબર નથી આરારૂટ–તવકીરની કાંજી પેટ છુટી ગયું હોય તેને માટે ઠીક બંધકોષ કરનારો ખોરાક છે.

એક પડોશીનો આજે વહેલી સવારના દેહાન્ત કરવામાં–ફાંસી દેવામાં આવ્યો. કેવો અલમસ્ત નૌજવાન હતો !

આજે સવારને વખતે હું જેલરની કચેરીએ મારે સારૂ આણેલી કેટલીક ચીજોની સહી કરવા સારૂ જઈ ચડયો હતો. હું ગયો ત્યારે તેણે તો રુદ્ર સ્વરૂપ ધારણ કરેલું હતું. એક કેદી દરોગાએ કોઈ બુઢ્ઢા કેદીને ( અસહકારી નહોતો ) ધક્કો મારીને વગાડયું હશે તે જોઇ કોઈ બે અસહકારી કેદીઓએ તેનું ઉપરાણું લીધું. જેલર તેમના ઉપર રાતોપીળો થઇને તાડુકતો હતો.

" આવી બાબતમાં વચ્ચે પડનાર તમે કોણ ? " " લઇ જાઓ હરામખોરને પેલી ખુણાની કોટડીમાં અને જરા પાંશરો કરો. " " થોડા દિવસ આ લોક મૂંગા રહ્યા, પણ હવે ઉપાડો લેવા માંડયો છે. " આવું આવું ખુરસી પરથી જેલર તાડુકતો હતો. જે બે અસહકારીઓને તે આ બધું સંભળાવતો હતો તેઓ ઓટલા ઉપર હતા. સન્તોષ ન થવાથી વળી જેલર ઉઠયો, અને બહાર જઇને એ બે જણમાંથી એક સુબારાવને મારા પોતાના અને બીજા કેટલાયે માણસોના દેખતાં મ્હોડા પર ને ગાલ પર ઢોરની પેઠે તમાચા ચોડવા લાગ્યો. ( સુબારાવના જેવા નિર્દોષ અને ઉત્સાહી સત્યાગ્રહીઓ મેં બહુ ઓછા જોયા છે. ) મારતો જાય તેમ તેમ મિજાજ વધારે વધારે જતો જાય; ને ધરાયો ત્યાં સુધી મારી લીધું. મારી લીધા પછી પાછો ઓફીસમાં આવીને તે ખુરસીમાં બેઠો. હું ત્યાં પાસે જ બેઠેલો હતો. જેટલા હાજર હતા તે બધા તેના આ દુષ્ટ વર્તનથી દિંગ થઈ ગયા હતા.

ત્યાર પછી જેલરને ભાન આવવા લાગ્યું. તેનું વર્તન કેટલું મૂર્ખાઇભરેલું હતું એ તેને સમજાયું હોય એમ જણાયું. તેને પશ્ચાત્તાપ એટલો બધો ન હતો; જેણે ન જોવું જોઇયે તેવો એક જણ દેખી ગયો છે એનો ડર જ તેને હતો. તે મને સમજાવવા લાગ્યો, કે બીજાનાં કામમાં દખલ કરવાની પેલાને શી જરૂર ? અને અમારે જેલનો બંદોબસ્ત તો જાળવવો જ જોઇયે; કેદીઓની સાથે જરા સખ્તાઈ રાખવાની જરૂર છે વગેરે. મેં કહ્યું, " તમે કહો છો તે બધું હશે, પણ આ યુવકને તમે માર્યો એ તમે ખોટું કર્યું છે. તમારે માફી માગવી જોઇયે. " તે જરા ઉતર્યો જણાયો. તેણે કહ્યું, " તમે બધું જોયું છે, પણ આ વાત આગળ જાય એવી મારી ઈચ્છા નથી. " મેં સુબારાવને અંદર બોલાવ્યો. તે ડુસકાં ભરતો આવ્યો. તેની આંખોમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં. "હું ખરેખર કહું છું, તમે મને થપ્પડો કે પાટુ મારી તેની મને જરાયે પરવા નથી. ઈશ્વર તમારૂં ભલું કરો. એક કેદી સાથી જોડે દરોગો ઢોરની

પેઠે વર્તે એ મારાથી જોયું ન ગયું. તેને ખાતર મારે માથે માર પડયો એથી મને ઘણો જ આનંદ થયો છે. મને એટલું જ દુઃખ છે કે તમે મને વધારે ન માર્યો." એક જુવાનીયો દરોગો હતો તેને ઓફીસમાં કારકુનને મદદ કરવા બેસાડેલા હતો. આ બધું સાંભળીને તે બિચારો ડુસકે ને ડુસકે રડવા લાગ્યો. પછી જેલર બોલ્યો, "મારા વર્તન માટે હું દિલગીર છું." જેલનો અમલદાર એટલે શું એ જે જાણે છે, ૨૦૦૦ કેદીઓની જેલનો બધો કારભાર જેના હાથમાં હોય છે, જેને પાપપુણ્યના વિચારો સતાવી શકતા નથી એવા અમલદારોમાં પશુતા કેટલી હદે જામેલી હોય છે તે જે જાણે છે તે જ સમજી શકે કે જેલરના આ નાના વાકયમાં—અને તે પણ ઘણા અમલદારો અને બીજાઓના દેખતાં બોલાયું હોય ત્યારે તેમાં—નૈતિક લાભ કેવડો મોટો છે. સુબારાવ તો પહેલાંની જેમ ભાષણ ચલાવ્યે જ રાખતો હતો. તેને અટકવવાની કોઇની હિંમત ચાલતી ન હતી. છેવટે દરોગાએ કહ્યું, "તેમણે માફી માગી, હવે જવા દો. મહેરબાની કરીને ચાલો." હું મારી કોટડીએ ગયો ત્યારે મારા મનમાં એમ જ હતું કે હવે આ વાતનો અન્ત આવી ગયો છે.

ભોજન લીધા પછી હું કોટડીમાં ચોકો કરતો હતો તે વખતે જેલરે અચાનક દેખા દીધો. તેણે આવીને મને ખબર આપી કે બંધ કોટડીનો એકએક કેદી અન્ન લેવાની ના પાડે છે. , ત્યાં જઈ તે લોકોને સમજાવવાની તેણે મને વિનન્તિ કરી. બિનઅધિકારી માણસની દરમીયાનગીરીની માગણી થઈ હોય એવો આ પહેલો જ પ્રસંગ હતો. મેં પૂછયું, "મારા જવાની ખાસ જરૂર જ છે ?" તેણે હા પાડી. ત્યાં જઇને મેં જોયું તો એક મોટું મંડળ દઢ નિશ્ચય કરીને બેઠું હતું. તેઓ કહેતા હતા કે અમે ઈશ્વરના દરબારમાં અમારી ફરીયાદ નોંધાવી છે, અને બપોરના ખાણાનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો છે. એક શીખ કેદી તેમનામાં શામેલ થયો હતો તે

કહેતો હતો કે વેર એ તો કુદરતનો કાનૂન છે. મેં તેમને કહ્યું કે તમે જુદા જ પન્થના માણસ છો. તમારી સાથે વેર અવેરની વાત પાછળથી જ કરીશ. લાંબી ચર્ચા પછી ઘણાખરા ભાઇઓને ગળે આટલી વાત ઉતારી શકયો કે ગમે તેવી તેમની હાલત હોય તેમ છતાં પોતાનો અસન્તોષ તેમણે વાણીમાં અથવા અન્નત્યાગ જેવી કૃતિમાં બતાવવો ન જોઈયે. કેટલાક કહેતા હતા કે તમારૂં કહેવું ગળે ઉતરતું નથી, પણ તમે સલાહ આપો છો તો તમારી સલાહ પ્રમાણે ચાલવાને અમે તૈયાર છીયે. પેલા શીખ કેદીએ જ સૌથી પહેલી એ દરખાસ્ત મુકી કે મારો બોલ સૌએ ઝીલી લેવો જોઇયે. એક મુસલમાન ભાઈ નમતું આપવાના બધા વિચારોના કટ્ટર વિરોધી હતા, પણ પાછળથી તેઓ મારૂં કહેવું બરાબર સમજી ગયા અને મારા જબરા મદદગાર થઈ પડયા. વેલોરના અબદુલ બાદશાહે પણ મને ઘણી મદદ કરી. આખરે તેઓ બધા અઢી વાગ્યે જમવા બેઠા. આ પરિણામથી સૌ પ્રસન્ન થયાં. સૌનો આભાર માનોને હું આવતો રહ્યો. જેલર બહાર હતો. આ પરિણામથી તેના મન ઉપરથીયે મોટો ભાર ઉતર્યો.

સુબારાવને **જાહેરમાં** માર મારવાના એ પોતાના અવિચારી કૃત્યનું પરિણામ શું આવશે તેનાથી જેલર બહુ ગભરાતો હતો, એ વિષે શક નથી. આ વાત સુપરિન્ટેન્ડન્ટને કાને ન પહોંચે એવી તેની ઇચ્છા હતી. મારી દરમીયાનગીરી માગતો તે આવ્યો, તે આમ તેના સ્વાર્થને સારૂ જ હતું; પણ જેલના મોટા અમલદારનો મોભો તો આથી જમીનદોસ્ત થઈ જ ગયો. મારૂં બંધ કોટડીમાં જવું અને ત્યાંથી પાછું આવવું એ આખી જેલમાં 'સ્વદેશી ' નો જબરો વિજય મનાયો. અહીંના બધા સામાન્ય કેદીઓ અસહકારી કેદીઓને માટે ' સ્વદેશી ' એવા શબ્દનો નામ તેમજ વિશેષણ બન્ને રૂપે પ્રયોગ કરે છે.

કેદી જીવન ભારે કઠણાઇભરેલું છે એવો દુનીયાને જેનાથી ખ્યાલ આવે એ પ્રકારનું કંઇ પણ પગલું આપણે ભરીયે તો તેથી

આ લડતને આપણે ભારે હાનિ પહોંચાડીયે છીયે અને આપણી પ્રગતિમાં વિઘ્ન નાંખીયે છીયે. આપણે એક મહાન ધ્યેયને વરેલા છીયે. તેની ઉપર જ આપણા વિચારોને તેમજ આચારોને એકાગ્ર કરીયે; જેલના વહીવટમાં સુધારો કરાવવામાં કે જેલના અમલદારોને પાવન કરવાનાં કામમાં તે વેરી ન નાંખીયે. આપણી લડતનો અત્યારે કટોકટીનો ખેલ ચાલે છે. તેવે વખતે આપણા આવા વર્તનથી આપણે લડનારાઓનાં ચિત્ત મુખ્ય લડત પરથી ચ્યુત કરીને આવી ઝીણી ઝીણી વાતો તરફ ખેંચી લાવીયે છીયે. વળી આપણને દુઃખ થાય છે એમ દેખાડીને આપણે દુઃખ દેનારાઓને રાજી કરીયે છીયે. આપણને જે દુઃખો વેઠવાં પડે છે તેથી ભૂંડાં નહિ તો તેવાં જ દુઃખો વેઠનારા કેટલા બધા સામાન્ય કેદીઓ પડેલા છે ? તેઓ તો ધીરજથી બધું સહન કર્યે જાય છે. આપણે તેમના કરતાં કંઇક ઉચ્ચ હોવાનો દાવો કરનારા છીયે. મુકાબલામાં તેમનાથી આપણે નબળા દેખાવું ? આપણે તો એમ સિદ્ધ કરી બતાવવું જોઇયે કે તેમના કરતાં સહન કરવાનું બળ આપણે અધિક ધરાવીયે છીયે. મને બંધ કોટડીમાં જવાની તક મળી તે મને બહુ ગમ્યું. ત્યાં મને કેટલાક સાદી ટીપવાળા ભાઇઓ—એક ભાઇ બરેલીના પણ હતા—બેડીની સજા ભોગવતા જોવા મળ્યા. પાછળથી એમની અને બીજાઓની બેડીઓ કાઢી નાંખવામાં આવી. તે જ ભાઈ પાછળથી જેલમાં એક ભારે ખંતીલા અને ઉત્તમ કાંતનાર નીવડયા. તે અસહકારી થયા તે પહેલાં પોતે જ જેલમાં દરોગાનું કામ કરતા. સાંભળ્યું છે કે બંધ કોટડીમાં રહેતા સખ્ત કેદવાળા સઘળા કેદીઓને પોતાનાં રાતનાં શૌચપાત્રો ઉપાડીને રોજ સવારના પોત-પોતાની કોટડીથી એકાદ ફરલાંગને છેટે લઇ જવાની ફરજ પાડવામાં આવતી હતી. આ પાત્રો ઢાંકણાં વગરનાં હોય છે. આ કામ તેમને દોડાદોડીમાં કરવું પડતું હોવાથી અંદરનો મેલ શરીર ઉપર ન છંટાવા દેતાં પાત્ર સહીસલામત પહોંચાડવું એ ભારે કઠણ કામ છે. વળી

આટલું કામ કર્યા પછી ન્હાવાની કોઇ જાતની સગવડ ન મળે. આ રીતે શૌચપાત્રો ઉચકવાં એ કંઇક હલકું કામ ગણવામાં આવે છે. આ કામ કેદીઓ પાસે પરાણે કરાવવામાં આવે તે એક જાતની ક્રૂરતા લેખવામાં આવે છે. આ જ કામ જો વિચારપૂર્વક કરવામાં આવતું હોય તો તે જ કેટલું પાવનકારી કામ બની જાય ? આટલા બધા રાજકીય કેદીઓને આ એક બંધ કોટડીમાં શા માટે ગોંધવામાં આવતા હશે, અને આ કામ તેમને માટે જ ખાસ શા સારૂ યોજાયું હશે તે તો કોણ જાણે. બંધ કોટડી વધારેમાં વધારે ભયંકર અને તોફાની કેદીઓ માટે જ ખાસ રાખવામાં આવ્યું હોય છે. પણ જેલના અમલદારો તો રાજદ્વારી કેદીઓને જ આવા કેદખાનામાં હવે પૂરે છે. એ લોકો સરકારને ભારે ભયરૂપ છે એટલા માટે તેઓ તેમ નહિ કરતા હોય, પણ તેઓ જેલ-વહીવટનાં છિદ્રો બહાર પાડવાનો પ્રયત્ન કરે છે તે માટે.

## ૩૧ : ૧ : ૨૨-મંગળવાર

**આ**રિસ્ટર લક્ષ્મીનારાયણ અને નરસિંહાચારીયર આજે મારી કોટડી સામેથી મૂત્રનાં પાત્ર ઉપાડીને જતા જણાયા. તેઓ બંધ કોટડીમાં નથી, પણ પહેલા નંબરના બ્લૉકમાં છે અને સાદી ટીપ ભોગવે છે. બંધ કોટડીવાળા કેદી ભાઇઓ ઉપર જે જુલમ જાણીજોઇને ગુજારવામાં આવે છે તેની તરફ પોતાનો અણગમો દર્શાવવા ખાતર જ તેમણે આ કામ કરવા માંડયું હોય એમ ધારૂં છું.

શ્રી૰ ચૌધરીની તબીયત ઠીક નથી. તેમણે સુપરિન્ટેન્ડન્ટને ફરીયાદ કરી હશે કે કોઈ તેમની તબીયતની દરકાર કરતું નથી. સુપરિન્ટેન્ડન્ટે તેમને બહુ કડવાં વચન સંભળાવ્યાં જણાય છે. તેણે કહ્યું, "ઉપાય તો તમારા પોતાના હાથમાં છે. જામીનગીરી આપી દો ને ઘેર ચાલ્યા જાઓ. જેલમાં તમારૂં વજન ઘટશે કે મરી જશો તોયે અમારૂં શું જવાનું હતું ?" મને ખબર મળ્યા પ્રમાણે આ અર્થનું કંઈક સુપરિન્ટેન્ડન્ટ બોલ્યો હતો. આમાં સભ્યતા કે મનુષ્યત્વ

નહિ હોય, પણ દુશ્મન જ્યારે બધી વાતે પાછો પડેલો હોય છે ત્યારે તેનો એ સ્વભાવ જ થઈ પડે છે. એટલે આપણે એમાં ઓરતો કરવા જેવું કશું જ નથી. હકીકત એવી છે કે રાજદ્વારી કેદી અને નીતિભંગ કરનાર કેદી એ બેમાં શો ભેદ છે તે હિન્દુસ્તાનની નોકરશાહી નથી સમજી શકતી; તો પછી જેલના અમલદારો તો શાના જ સમજી શકે? જેલના ધારાઓમાં એવા ભેદને સ્થાન નથી. રાજદ્વારી કેદીઓ વિષે ખાસ હુકમો નીકળે છે, પણ તે એવા રબર જેવા હોય છે કે હુકમ કાઢનાર અને તેનો અમલ કરનાર તેને જેવું રૂપ આપવા માગે તેવું રૂપ તે ધારણ કરે છે. સાદી કેદવાળાઓને માટે જરાક ભેદ પાડવામાં આવે છે ખરો, પણ અમે જે બધા મોટામાં મોટા છીએ તે તો ઘણાખરા સખ્ત કેદવાળા જ છીએ. કોને સખ્ત ટીપ મારવી ને કોને સાદી મારવી તેનો કંઇ નિયમ હોતો નથી; મૅજિસ્ટ્રેટના તરંગ ઉપર જ તેનો આધાર છે. પણ સખ્ત કેદવાળાઓની અહીં રાજદ્વારીમાં ગણતરી કરવામાં આવતી નથી. કેદી રાજદ્વારી હોય તે ઉલટો વધારે ગુન્હો ગણવામાં આવે છે. રાજદ્વારીનો અહીં એવો અર્થ લેવામાં આવતો નથી કે તે કેદી નીતિનો શાબૂત છે.

સખ્ત મહેનત કરનાર મજુરોને સાંજના થોડો નીશો જરૂરનો હોય છે એવી જે દલીલ કરવામાં આવે છે તે કેટલીબધી ખોટી છે! જેલોમાં દારૂની બંધી હોય છે અને તેમ છતાં સખ્ત મજુરીના બધા નિયમો કેદીઓ પાસે કડક રીતે પળાવવામાં આવે છે. છતાં તેથી કેદીઓની તબીયત બગડી જતી નથી, કે કામ પણ હલકું બની જતું નથી. આ વસ્તુસ્થિતિ જોતાં દારૂની તરફેણમાં સરકારી અમલદારો અને ખાતાં તરફથી જે કારણો ને બચાવો રજુ કરવામાં આવે છે તે કેટલા મિથ્યા છે એ પૂરવાર થાય છે. મને યાદ છે કે એકવાર કોઈ મિશનરી એવી વાત કરતો હતો કે ભંગી લોકોને આખો દિવસ ગંદકીમાં કામ કરવું પડતું હોવાથી થોડો દારૂ પીયે તો બધી

દુર્ગંધ મગજમાંથી નીકળી જાય. આ બધુ ધતીંગછે. અહીંના ભંગીઓ કોઈ દિવસ દારૂનું નામે લેતા નથી, અને તેમ છતાં તેઓ પોતાનો ધંધો સુંદર રીતે કરે છે ને તેમનાં શરીર ને મન જોઇયે તેવાં છે. દારૂનો સાવ નિષેધ કરવાની વિરુદ્ધ અને માફકસર પાનની તરફેણમાં જે લોકો દલીલો કરે છે તેમનો આખો કિલ્લો તેમને સરકારી જેલોની સ્થિતિ બતાવીયે તો તૂટી પડે છે.

સરકારી જેલો જેમ દારૂનિષેધની તરફેણની મોટી સાબીતી રૂપછે તેમ તે શાકાહારની તરફેણમાં પણ છે.

સુબારાવ આજ સવારે મારી કોટડીએ મને એક વાત કહેવા સારૂ આવ્યો. તેમણે કહ્યું કે જેલરને ખરેખરો પસ્તાવો થયો છે; હવે તેણે મને મારેલો તે વાત છાપાંમાં ન જાય એટલી આપને તેની વિનન્તિ છે. પોતાને જે માણસે જાહેરમાં માર માર્યો હતો તેને બચાવી લેવાને ખરા મનથી પ્રયત્ન કરનાર માણસનું દશ્ય અદ્ભુત હતું! સુબારાવ કહેતો હતો અને હું તે માનું છું કે ભગવાને જ જેલરના હૃદયમાં પરિવર્તન કરાવવા સારૂ એ પ્રસંગ પેદા કર્યો હશે. દયા અને પ્રેમનો માર્ગ કેટલો સુંદર છે! એકવાર આપણે ક્રોધના માર્ગને અને મર્દાનગી કે કડકાઇને નામે સાધારણ રીતે ઓળખાય છે તેને ત્યાગીને ડહાપણપૂર્વક પ્રેમને માર્ગે ચાલવાનું બળ ધારણ કરીયે તો આની સુંદરતા બરાબર સમજી શકીયે.

## ૧ : ૨ : ૨૨–બુધવાર

આજે પહેલા નંબરના બ્લૉકવાળા બીજા ત્રણ ભાઇઓને મળ-મૂત્રનાં ઠામ ઉપાડી જવાનો વારો આવ્યો. ખભા ઉપર ઠીબડાં મુકીને તેઓ મારી ઓરડી પાસેથી બહાદુરીથી પસાર થતા હતા તે મેં જોયા. આ લોકોનાં વાસણ મોટાં છે, કારણકે તેમને સર્વ-સાધારણ ઓરડાઓમાં રખાય છે તેવાં સર્વસાધારણ મોટાં વાસણો મળેલાં છે, એકલીયા કોટડીઓમાં રાખે છે તેવા નાનાં નથી.

આ પહેલા નંબરના બ્લોકના કેદીઓ સાદી કેદવાળા હોવા છતાં તેઓ મરજીયાત આ કામ કરી રહ્યા છે એ વાત, સાંભળ્યા પ્રમાણે જેલ-રાજને કાને પહોંચી છે. તેણે કહ્યું, "છો કરતા, રોકશો નહિ તેમને." અર્થાત્ આ લોકોને તે કામ કરતા જ રહે એવી તેની મરજી લાગે છે; બંધ કોટડીમાં જે સખ્ત કેદવાળાઓને પૂરેલા છે તેમની સ્થિતિ સુધારવાની તેની બિલકુલ વૃત્તિ નથી.

મેં ઘણીવાર સુધી વિચાર કર્યો છે. શ્રી० લક્ષ્મીનારાયણ વગેરે ભાઇઓના સત્યાગ્રહે સામા પક્ષમાં ઉલટાં ગુસ્સો અને હઠ જ કેમ પેદા કર્યાં ? સત્યાગ્રહનાં પરિણામ તો સામાન્ય રીતે આથી ઉલટાં આવવાં જોઇયે. દેખીતી રીતે આ પરથી પ્રેમધર્મ મિથ્યા હોય એમ ભાસે છે, છતાં થોડીવાર પછી આના ઉપરથી જ મારા મનની સંપૂર્ણ ખાત્રી થઇ ગઈ કે પ્રેમ અને ક્ષમાનો ધર્મ મિથ્યા હોઇ શકે જ નહિ. આપણા પ્રયોગોમાં આપણે ઘણીવાર ભૂલો કરીયે છીયે. નહિ તો બલૂનને આકાશમાં ઉડતું જોઇને કોઈ એમ પણ કહે કે ગુરુત્વા-કર્ષણનો કાયદો આનાથી જૂઠો ઠરે છે. શ્રી० લક્ષ્મીનારાયણ અને તેમના મિત્રોનું કૃત્ય બીજી બધી રીતે વીરોચિત છે, પણ તેની અંદર ક્રોધ અને મલિનતાનો ભેગ હોવો જ જોઇયે. તેથી જ જેનો સહાનુભૂતિ પેદા કરવા સારૂ પ્રયોગ કરવામાં આવ્યો તેની અંદર ઉલટાં ક્રોધ અને ક્રૂરતા જ પેદા થયાં. પ્રેમ અને ક્ષમાધર્મનાં સુન્દર ફળ જોવાં હોય તો આપણી અંદર વિશુદ્ધ મનોબળ અને દ્વેષરહિતતા પૂરાં હોવાં જોઇયે. મનુષ્યનો આત્મા એ અત્યન્ત નાજુક યંત્ર છે. તેની ગતિમાં નાજુક વિજળીનાં યંત્રોની પેઠે લેશ પણ આમનું તેમ થતું નથી. તેમ છતાં, શરૂઆત ભલે ક્રોધથી સળગી ઉઠીને કરવામાં આવી હોય, પણ હવે જો એ જ ભાઇઓ ક્રોધનો કચરો ઉડાડી મુકે અને જુલમ અને ક્રૂરતાનો ભોગ થઈ પડેલા પોતાના ભાઇઓ તરફની શુદ્ધ સહાનુભૂતિની ખાતર જ ઉપાડેલું કામ ચાલુ રાખે તો મારી પૂરી ખાતરી છે કે

કેદખાનાના અમલદારોની હેવાનીયતને પણ તેઓ વશ કરી શકે. જો આ કૃત્યનો હેતુ એટલો જ હોય કે દેખાવ કે વિરોધ કરીને લોકોનાં ચિત્ત આકર્ષવાં અને વેલોરનો જેલ સુપરિન્ટેન્ડન્ટ કેવા જુલમ ગુજારે છે એ પ્રજાને કે સરકારના ઉપરી અમલદારોને કાને પહોંચાડવું, તો તેનું નામ સત્યાગ્રહ નથી. તે તો ચળવળ કરવાની જૂની ઢબનું જ એક સ્વરૂપ છે. ધારેલો રોગ તેનાથી મટવો કે ન મટવો એનો આધાર પશુબળનું જોર કોનામાં વધારે છે તે ઉપર જ રહેવાનો; સજ્જનતા કોનામાં છે ને દુર્જનતા કોનામાં એના ઉપર નહિ રહે. આ મારા મનન ઉપરથી કોઈ એમ નહિ સમજે એવી મને આશા છે કે લક્ષ્મીનારાયણ આદિ ભાઇઓએ ઉઠાવી લીધેલા આ મરજીયાત સહનમાં રહેલી વીરતા હું પારખી શકતો નથી. ઉલટો હું તો ઈચ્છયા જ કરૂં છું કે આ ભાઇઓને અન્યાય ને દુષ્ટતા ઉપર જેટલી ચીતરી છે તેટલી સૌને હોય, આમનામાં સહન કરવાની જેટલી હિંમત છે તેટલી સૌમાં હોય. આપણા નસીબ તેજ હોત ને સૌ જો એવા હોત તો આપણા જ બળના પ્રભાવથી કે'દહાડાના આપણે જીતીને બેસી ગયા હોત.

જેલના બિનસત્તાવાર ગૅઝેટમાં ખબર આવી છે કે ગુન્ટુર જીલ્લામાં ક્યાંક એક સભાને ગોળીને મ્હોંએ વીખેરી નાંખવામાં આવી છે. ૭ મરાયા છે ને ત્રીસ ઘાયલ થયા છે.

તાળાકુંચી થઇ ગયા પછી રાતના ગાડી પસાર થાય છે તેની સીટી કેટલી મીઠી લાગે છે! કદાચ બહારની દુનીયામાંથી મારી કોટડીમાં આવનારો એ એક જ અવાજ છે તેથી તે આટલી મીઠી લાગે છે.

આજે શરણાઇઓનો મધુર ઉદયરાગ સાંભળતો સાંભળતો હું જાગૃત થયો. જેલરને ઘેર કંઈક વિવાહપ્રસંગ છે. કોઇ માનશે નહિ, પણ બહારની પેઠે જેલમાં પણ મારો આખો વખત ભરાયેલો જ રહે છે. બહાર જેટલું જ કામ અને બહાર જેટલી જ વખતની મારામારી

હું જેલમાં ભોગવું છું. બીજાઓ કરતાં ઉંઘ અને આરામ મારે વધારે જોઇયે છે અને આથી મારા કામનો નિકાસ બહુ ઓછો હોય છે. બે દિવસના મારા કાર્યક્રમના નમૂના અહીં આપું છું.

સવારના ૫ા વાગે ઉઠયો. પ્રાર્થના. પથારી સંકેલી. દાંત સાફ કર્યા. ખુલ્લામાં આંટા માર્યા. સવારનો નાસ્તો. થૂંકદાની ધોઈનાંખી. ઝાડુ કાઢયું. પાણી ભર્યું. ૭–૨૦ વાગે કાંતવા બેઠો. ૮–૪૦ સુધી કાંત્યુ પટ્ટનાથુ પિલ્લૈય્યરને એક કલાક વાંચ્યા. ૪૦ મિનિટ સૉક્રેટિસના ભાષાન્તરમાં ગાળી. હાથપગ ધોઇને જમવા બેઠો. ૧૧–૩૦થી ૧૨–૪૫ સુધી કાંતવા બેઠો. શૌચ જઈ આવી બપોરના ૧ સુધી આરામ. ૨–૩૦ સુધી રૉબિનસન ક્રુઝો. ૩–૪૫ સુધી રેંટીયો. સ્નાન. કપડાં સુકવ્યાં. હજામત. સાંજે ૫–૧૦ વાગે વાળુ. જમવાનાં ને શૌચનાં ઠામ સાફ કર્યાં. સુકવેલાં કપડાં લઈ લીધાં. પાણી ભર્યું. ૬–૩૦ વાગે પથારી કરી. ૭ સુધી પ્રાર્થના. કુરાન અને બાઈબલનો પાઠ. ૮–૧૫ વાગે સુતો.

બીજે દિવસઃ—પ્રાર્થના, દાતણ. સવારનો નાસ્તો. વાયુસેવન. થુંકદાની ધોઈ. પાણી ભર્યું. ૭–૧૦ થી ૮–૩૦ સુધી રેંટીયો. ૧૦ સુધી એક ફાંસીના કેદીને અરજી લખી આપી. ૧૧ સુધી પટ્ટનાથુ પિલ્લૈય્યર. ભોજન અને ચુડીકર્મ. ૧૨–૪૫ સુધી આરામ. ૨–૧૦ સુધી સૉક્રેટિસ. ૩–૪૫ સુધી રોજનિશી તેમજ રેંટીયો. પછી ન્હાવા ઉઠયો. ૪–૨૦ વાગે રોબિન્સન ક્રુઝો લીધો. ૪–૪૫ વાગે વાળુ. વાસણ માંજ્યાં. ઝાડુ કાઢયું. ૬ વાગ્યા સુધી બહાર ખુલ્લામાં બેઠો. પ્રાર્થના, કુરાન, બાઇબલ અને પટ્ટનાથુ પિલ્લૈય્યર. ૮–૪૫ વાગે સુતો.

ઉપર નોંધ્યું છે તે કરતાં વધારે મારાથી કંતાતું કે વંચાતું નથી. જેટલું કરૂં છું તે જ થકવીને લોથ કરી નાંખે તેટલું છે. મારૂં બધું વાચન ભક્તિપ્રધાન જ છે એ જોઈ શકાશે. જેલમાં આવ્યો તેવાતેવામાં રૉબિન્સન ક્રુઝો વધારે વાંચતો, પણ પછી તેને ચે

કેટલાયે દિવસ થયાં મુકી દીધો હતો. કાલે જ પાછો તેને હાથમાં લીધો છે. જે બીજાં પુસ્તક હું વાંચું છું તેનાથી ભક્તિરસમાં આ જરાયે ઉતરે તેવું નથી.

## ૨ : ૨ : ૨૨–ગુરુવાર

જેલરે વાત કરી કે close prisonનાં મૂત્રનાં ઠામની બાબતમાં સુપરિન્ટેન્ડન્ટ હઠે ચડયો છે. આજ સવારે મહમ્મદ હુસેન અને બીજા ત્રણ ભાઇઓએ પહેલા નંબરના બ્લૅાકમાંથી પોતાનાં ઠામ ઉપાડવાની શરૂઆત કરી છે. આમ આ લોકોએ કામ ઠીક આગળ ચલાવ્યું છે.

સેન્ટ્રલ કૅાલેજ ડે કમિટીની માફક ઇન્ડીયન બૅન્કના ડિરેકટર સાહેબે પણ મને એક આમંત્રણ મોકલવાનો વિવેક કર્યો છે. ( એ વિવેકમાં વિનોદનું મિશ્રણ તો ખરૂંસ્તો.) તેમણે જેલસુપરિન્ટેન્ડન્ટની મારફત મને મળે એવું સરનામું કરીને એક કાર્ડ લખ્યું છે ને ૪ થી ફેબ્રુઆરીને દિવસે બૅન્કનો એક મેળાવડો થવાનો છે તેમાં મને નોતર્યો છે. બૅન્કના એક સંસ્થાપક એમ. આદિનારાયણૈય્યાની છબી ખુલ્લી મુકવાની તેમજ અર્થશાસ્ત્ર પુસ્તકાલય ખુલ્લું મુકવાની ક્રિયા સર પી. તેગરાજને હાથે થનાર છે.

લાંબા વખત પછી પાછો રૅાબિન્સન ક્રુઝો લીધો. આજે દશેક નવા રાજદ્વારીઓ આવ્યા લાગે છે.

## ૩ : ૨ : ૨૨–શુક્રવાર

એક ફાંસીના કેદીની અરજીનો મસુદો ઘડી આપ્યો. શ્રી૦ કે. નરસિંહ આયંગર કરીને બારિસ્ટરે કોરટમાં તેનો બચાવ કરેલો, પણ તે હારેલો. આ અરજીનો મસુદો ઘડવાનું કામ જેલની ઓફીસનું છે, પણ મેં કહ્યું કે આ કામમાં આજે ચિત્તને જરા રમાડીયે.

રેંટીયો કાંતતાં કાંતતાં આજે મનમાં એક કલ્પના ઉઠી. મને આમ રેંટીયો ફેરવતો જોઇને ઘણા મિત્રોને એમ લાગતું હશે કે આવા કામમાં મારા જેવો લાગ્યો રહે એ કેવળ સમયનો દુરૂપયોગ જ

છે. છોકરીઓ અને અભણ લોકો આ કામ કરે એ ઠીક, પણ જે માણસોને મગજ છે, જેઓએ ઉચ્ચ કેળવણી લીધેલી છે તેમનું તો આ કામ નથી જ. એવાં કેટલાંયે પુસ્તકો છે, જે મેં હજુ વાંચ્યાં નથી. તેવાં પુસ્તકો વાંચવામાં હું મારો વખત ગાળું તો તેને વખતનો દુરુપયોગ કોઇ નહિ કહે. પરંતુ આ બાબત ઉપર કોઇ ગંભીર બનીને વિચાર કરે તો તે આવા નિર્ણય ઉપર જ આવે: માણસની અવસ્થા પાકી થઇ છે. તે ખાત્રીપૂર્વક જાણે છે કે જેટલું વધારે જ્ઞાન તે હવે મેળવશે તે બધું તેની સાથે ઉડી જવાનું છે. માણસજાતને કશી વિશેષ સેવા કરવાની શક્તિ એ જ્ઞાન આપી શકે તેમ નથી. અથવા તે માણસ પોતાના ચારિત્ર્યમાં બીજી રીતે સુધારો કરી ન શકયો હોય તે આ નવા જ્ઞાનથી કરી વળશે એવો એ સંભવ નથી. આમ જાણતો છતો માણસ પોતાના જાત-ભાઈની સેવામાં પોતાનો કાળ ન ગાળતાં પોથાં વાંચતો જ પડયો રહે તો તે કેવળ તેનો મોજશોખ છે, તેનો દોષ છે. આમ હોવાથી જે જ્ઞાન વાંચીયું છે, જે જ્ઞાન તમે તમારાં જીંદગીનાં ખાતાં ખતમ કરો એટલે ફૂ કરીને અંધકારમાં ઉડી જવાનું છે તેવું જ્ઞાન પ્રાપ્ત કરવામાં કંઈ સાર રહેતો નથી. તેના કરતાં એક વાર કપડું કે મુઠી ધાન્ય ઉત્પન્ન કરવામાં મદદરૂપ થવું એમાં વિશેષ પુણ્ય છે. એવા કામની પંડિતો વાહવા નહિ કરે, પણ ઈશ્વરને ઘેર તેનો મહિમા મોટો છે. જેમના વાચનથી, વાર્તાલાપથી કે ધ્યાનથી કંઇક નવું નીપજતું હોય અને તેનો માણસજાતને તેની યોગ્યતા પ્રમાણે લાભ થતો હોય તેઓ એવા વ્યવસાયોમાં પોતાનું આયુષ્ય ગાળે એ ઠીક. પણ મારા જેવાને એ ચાલ ચાલવાનો શો અધિકાર? મારામાં નથી ગીત કે કાવ્ય રચવાની કળા કે નથી પુસ્તક લખવાની આવડત. મારામાં એવો માલ નથી કે હું જગતના માનસિક કે નૈતિક પ્રદેશમાં કંઇયે મદદરૂપ થઈ શકું. બધા સુશિક્ષિત લોકોને પુસ્તકો વાંચ્યા કરવાની આદત છે એટલે મારે પણ તેમનું અંધ અનુકરણ કરવું એ કયાંનો કાયદો? તેટલા વખતમાં હું થોડું સૂતર કાંતીને

દેશનાં વસ્ત્રમાં થોડો પણ ઉમેરો કરી શકતો હોઉં તો બહેતર છે કે મારે મારો વખત તે કામમાં જ ગાળવો. આત્માને આપણે અવિનાશી માનીયે છીયે અને તેને પરમાત્મસ્વરૂપ કરવાને તપશ્ચર્યા કરવી એ આપણો ધર્મ છે. માટે મનના ખેડાણનો એક હેતુ આત્માનો વિકાસ છે. મનને ખેડવાનો બીજો હેતુ જગતના જ્ઞાનનિધિમાં પોતાનો ફાળો ઉમેરવાનો છે. ત્રીજો ઉદ્દેશ રાખીયે તો તે ખાવા-પીવામાં જેવું અકરાંતીયાપણું હોય છે તેવું માનસિક અકરાંતીયા-પણું જ છે.

સાંજ પડી ગઇ છે, કોટડીને તાળું દેવાઇ ગયું છે ને હું પથારીમાં પ્રાર્થના કરતો બેઠો છું. જેલરના ઘરમાં વિવાહનાં વાજિંત્રોનો મેઘાડંબર ગાજે છે. ચિત્ત પ્રસન્ન થાય છે. કલ્પનામાં માણસો અને બૈરાંછોકરાં હરડફરડ કરતાં તથા વિવાહના સમારંભમાં ને કોલાહલમાં વૃદ્ધિ કરતાં દેખું છું. સુખ–સ્નેહભર્યો સંસાર કેવો મીઠો છે ! આપણે બધા ભગવાનની જ રાહ પર ચાલતા હોત તો બધાનો સંસાર કેવો સુખી રહ્યો હોત ! દરેક પુરુષને, દરેક સ્ત્રીને, દરેક બાળકને પ્રભુ પાસે આટલી યાચના કરતાં ન શીખવી શકાય ?

"હે ગોપીવલ્લભ, આ સંસારમાં તારો પ્રેમ વરસાવ, વધારે ને વધારે પ્રેમ વરસાવ ને અમારાં જીવતરમાં અમી રેડ."

### ૪ : ૨ : ૨૨–શનિવાર

સાંભળ્યું કે બંધ કોટડીના કેદીઓએ મૂત્રપાત્ર ઉપાડવાં બંધ કર્યાં છે ને તેમને ટાવરમાં બોલાવવામાં આવ્યા છે. (જેલ-રાજના મહેલનું એ નામ છે. જેલની જમીનની વચ્ચોવચ એ ત્રણ માળનું મકાન છે.) આ લોકોને ન કોઇ આગેવાન મળે, કે ન અમુક નિશ્ચિત નીતિ મળે. ફાવે તેમ વર્તે છે. અફસોસની વાત છે. એક તરફથી પહેલા નંબરના બ્લૉકવાળા ભાઇઓ તેમને કોઇએ કહ્યું નથી છતાં સત્યાગ્રહ તરીકે પોતાનાં ઠામ ઉપાડે છે; ત્યારે બીજી તરફ બંધ કોટડી

વાળાઓ, કે જેમને ખાતર પેલાઓનો સત્યાગ્રહ છે, તેઓ ઉંધી જ દિશામાં ચાલ્યા જાય છે.

ખાંસી હઠે ભરાઈ છે. રાત બધી ઉંઘવા દેતી નથી. મને લાગે છે કે મારે પેટની દયા જતી કરીને ટમાટાં છોડી દેવાં પડશે. પેટનું થતું હોય તે થાય, પણ ફેફસાંને ને નિદ્રાદેવીને તો રાજી રાખવાં જ જોઇશે.

બલો બિચારો નિધનસીંગ પણ સપડાયો છે. જેને થાક કે કંટાળાનું ભાન નહોતું, જે પોતાના બધા ભાઇઓને માટે ચપાટીઓ બનાવી આપતો તે બહાદુર પંજાબી દેશભક્તને બહુ જ ખાંસી થઇ છે, અને આખરે તેને ઇસ્પીતાલનો આશરો લેવો પડ્યો છે.

આ લખ્યાને થોડી મિનિટ થઇ ન થઇ ને જેલર મારી કોટડીને બારણે ઝબક્યો. ઘરમાં વિવાહપ્રસંગ છે, છતાં તે તો આખો ડ્રેસ પહેરીને જેલના કામકાજમાં લાગેલો જ છે. તેણે આવીને મારી પાસે ફરીયાદ કરી કે બંધ કોટડીના કેદીઓ મૂત્રનાં વાસણો ઉપાડવાના સંબંધમાં હડતાલ પાડી બેઠા છે. તેણે મને અનેક વાતો સંભળાવી, પણ તેમાં સત્યથી ભિન્ન વસ્તુનું મિશ્રણ હોવાથી હું તે પૂરીપાધરી સમજી શક્યો નહિ. તેણે કહ્યું કે તોફાનની આગેવાની કરનારને કેટલાકને ફટકા મારવામાં આવનાર છે અને કેટલાકને દળવાનું, પંપ ચલાવવાનું, તેલની ઘાણી ચલાવવાનું, એવાં સખ્ત મજુરીનાં કામ આપવામાં આવનાર છે. જવાબમાં મેં કહ્યું 'ઠીક છે.' તેણે તો એમ જ ધાર્યું હોવું જોઇયે કે ઉપરની હકીકત જાહેર કરવાથી હું ગભરાઈ જઈશ. પછી તે કહે, તમને તે દહાડે બંધ કોટડીમાં મોકલેલા તેની, તથા તે દહાડે સુબારાવને મેં મારેલો અને તમે હાજર હતા તે બધી વાતો મેં સુપરિન્ટેન્ડન્ટને કરી છે. તેણે કહી હશે તોપણ મીઠુંમરચું બરાબર ભભરાવ્યું હશે. માણસ આવી અમલદારીમાં ઘણાં વરસ કાઢે તો સત્યધર્મથી તે તદ્દન પર જતો રહે એમાં શક નથી, કારણકે અમલદારીમાં તેને અનેક પ્રસંગો

બચાવ કરવાના આવે છે, અને તેવે પ્રસંગે સત્યનો ત્યાગ એ આત્મરક્ષણના ભારે હથીયારરૂપે તેની વ્હાર કરે છે. હું જઇને પાછો એ લોકોને સમજાવું અને આવાં તોફાન ન કરવાનો ઉપદેશ આપું એવી તેણે સૂચના કરી. મારી પોતાની ઇચ્છા પણ હતી જ કે આ વિષય પર એ લોકોની સાથે વાતચીત કરવી, એટલે મેં જેલરની સૂચનાને તરત સ્વીકારી લીધી. જેલરની ઑફિસમાં એમને મળવું મને પસંદ નહોતું, કારણ ત્યાં હું જેલર વતીનો મધ્યસ્થી કરનારો હોઉં એવો દેખાવ થઇ જાય. જેલરને મેં કહ્યું, "એ લોકોને મારી કોટડીએ મોકલશો તો હું ખુશીથી તેમને બે વચન કહીશ." એવી ગોઠવણ કરી આપવાની તેણે હા તો કહી છે, પણ સુપરિન્ટેન્ડન્ટ આગળ એવી દરખાસ્ત મુકવાની તેની હિંમત ચાલશે કે કેમ એ વિષે મને શક છે.

એ લોકો જે રસ્તે ઉતર્યા છે તે જાણી મને અફસોસ થાય છે. કેદી તરીકે આપણને જે કંઈ કામ સોંપવામાં આવે તે અનીતિમય અને ધર્મવિરુદ્ધ ન હોય તો તેવું કામ કરવાની ના આપણાથી કેમ પડાય ? એવા ખ્યાલો રાખવા હોય તો આપણે જેલમાં આવવું જ ન જોઇયે. સરકાર આપણને કચરો કે મળમૂત્ર ઉપાડવાનું કહે તો તેવા કામની આપણે ફરીયાદ કરી શકીયે ? કદાચ સાધારણ ભંગીનું કામ સોંપે તો તે પણ આપણે કરવું જોઇયે. સરકાર પોતે જ સારાસારનો વિવેક રાખે અને રાજદ્વારી કેદીઓ એ ચોરડાકુ નથી એમ સમજીને તેમની તરફ માનથી વર્તે એ જુદી વાત છે, અને આપણે પોતે ઉઠીને પોતાને માટે સારી રીતભાતની માગણી કરીયે કે તેને સારૂ અનાદર ઉપાડીયે એ જુદી વાત છે. સારી રીતે રાખવા એ સુધરેલી સરકારની ફરજ છે એ ખરૂં, પણ તે માટે લડત ચલાવવી—અરે, એવી માગણી કરવાનો વિચાર સરખો કરવો— એ આપણે માટે તો નબળાઇની જ નિશાની છે, આપણા ઉચ્ચ ધ્યેયથી પતન છે. એ તો દાનધર્મ જેવું છે. દાન દેવું એ ધર્મ છે,

પણ તેની સાથે ભીખ માગવી એ કંઈ ધર્મ નથી. તે તો ઉલટો અધર્મ મનાય છે. બંધ કોટડીમાં રહેતા સખ્ત કેદવાળા બધા જ કેદીઓ પોતપોતાનાં ઠીબડાં ઉપાડે છે, તો આપણે તેમના જેવી જ કેદ ભોગવતાં છતાં શા માટે ન ઉપાડવાં ? આપણને કરવામાં આવતી સજા ગેરવ્યાજબી હોય એ બનવાજોગ છે, પણ આપણે ગેરવ્યાજબી સજાઓ ખમવાને, બચાવ કર્યા વિના કે દયા માગ્યા વિના ખમી છુટવાને તો નીકળેલા જ છીયે; એટલે સજા વ્યાજબી છે કે ગેરવ્યાજબી એની જોડે આપણને નિસ્બત હોય નહિ. સરકાર ચાહે તો આપણને કેદમાં પૂરે, ચાહે તો ભલે તે આપણને અંધારીયાં ભોંયરાંમાં પૂરે, બેડીઓથી જકડે, ફાવે તેવું મજુરીનું કે ગંદું કામ કરાવે, છતાં આપણે તો બધી સજાને સ્વીકારી લેવી જ રહી. મૂત્રનાં ઠામ ઉપાડવાં એ તો કાંઈક હલકી કોમોનું કામ છે, આપણા જેવા ઉચ્ચ કોમના લોકોનું એ કામ નથી એવા કારણસર આપણે તે કામ કરવામાં વાંધો ઉઠાવીયે છીયે, તે સામે લડત ઉપાડીયે છીયે એવું જો દુનીયામાં જાહેર થશે તો આપણી કિંમત કોડીની થઈ જવાની છે. જગતમાં સત્યાગ્રહની ખ્યાતિ છે કે તેના ભક્તો પોતપોતાનાં ભંગીકામ પોતે કરી લેનારા હોય છે. એ જ કામથી બચવાને જો આપણે લડીયે તો આપણા સરદારના વાવટા નીચે ઉભા રહેવાને આપણ અપાત્ર છીયે.

### ૫ : ૨ : ૨૨–રવિવાર

જેલરે આજ સવારમાં આવીને અસહકારી કેદીઓની હાલત કહી સંભળાવી. કેટલાકને તેમના ગજા ઉપરવટનું કામ આપવામાં આવ્યું છે, અને તેવું કામ કરવાની કેટલાકે ના પાડવાથી તેમને સળીયાવાળી બેડી પહેરાવવામાં આવી છે. જેઓ રાતનાં ઠીબડાં સવારે ઉપાડવાનું કબુલ કરતા નથી તેમને રાત્રે તે આપવામાં આવતાં નથી. પરિણામે ઘણાઓએ રાતમાં કોટડીઓ ભરી મુકી છે. તેણે પૂછ્યું: "તમે જઇને એ લોકોને કંઇક કહેશો ?" હું ગયો અને તેમની

જોડે લાંબી ચર્ચા થઇ. ઉપર મેં જે વિચારો નમુદ કરેલા છે તેવી મતલબની મેં તેમની સાથે વાત કરી અને સમજાવ્યું કે આપણે જે જે જુલમ અને ઘાતકીપણું આપણે માથે ગુજારવામાં આવે તે બધાં સહન કરી લેવાં જોઇયે. મોટા ભાગે કબુલ કર્યું, પણ કેટલાકને મિજાજ તેમની તરફ ચલાવવામાં આવેલી કઠોરતા અને અત્યાચારને લીધે એટલો બધો બગડી ગયેલો હતો કે કોઈ પણ રીતનો-જેલના ધારા ને હુકમો પાળવા જેટલો પણ—સહકાર કરવાનો તેઓ ઇન્કાર કરતા હતા. તેઓ કહેતા હતા કે આવાં જુલમ ને અપમાનોને વશ થવું તે કરતાં તો અમે બૂરામાં બૂરી સજા વહોરી લેવાને તૈયાર છીયે; અમે જેલમાં પણ અસહકારનો સિદ્ધાન્ત લાગુ પાડવા માગીયે છીયે. બંધ કોટડીથી પાછા વળતાં મેં અને જેલના પહેલા નંબરના બ્લૉકમાં શ્રી. લક્ષ્મીનારાયણ હતા તેમને બહારથી બોલાવ્યા. ત્યાંના બીજા કેદીઓ પણ થોડી વારમાં ભેગા થઇ ગયા. અસહકારી કેદીઓ ઉપર થતા અત્યાચાર સામે સત્યાગ્રહ કરવો જ જોઇયે એ વિષે લક્ષ્મીનારાયણને જરાયે શંકા નહોતી. તેમણે નિશ્ચય જ કરેલો હતો. તેમને લાગતું હતું કે મને આ બાબતની ગંભીરતા સમજાઇ નથી, તેથી જ હું આમ અક્ષુબ્ધ રહી શકું છું. મારા આવા વર્તન માટે તેમણે મને સારી પેઠે ઉધડો લીધો. હું મારી સમજણ તેમના મનમાં ઉતારીને ઠસાવી શકયો નહિ. કેટલાક— અથવા એકલા શ્રીનિવાસન જ—મારા પક્ષમાં હતા. બાકીના બધા લક્ષ્મીનારાયણની તરફ ઢળતા હતા. મહમ્મદહુસેન તો મારી તરફ જ આવશે એમ હું ધારતો હતો, પણ તેયે પેલી તરફ ઢળ્યા. જેલની અંદર અન્યાય અને અત્યાચાર સામે ઝુંબેશ ચલાવવાને તૈયાર થનાર આ ભાઇઓના હૃદયની વિશાળતા તરફ મને આદર છે, અને હું તેમની જોડે દલીલો કરતો હતો તે બધી મારી પોતાની ચિત્તવૃત્તિએ સાથે લડીલડીને કરતો હતો, પણ તેઓના આ વર્તનથી તેઓ પોતે વિચાર અને વર્તનની સુવ્યવસ્થામાં મહા ગોટાળો કરી મુકે છે અને બીજાને પણ ખોટો દાખલો આપે છે એ વિષે મારા મનમાં શંકા

નથી. કેટલાક વિચારો બહુ સ્તુતિપાત્ર હોય; પણ આપણી લડતના મુખ્ય સિદ્ધાન્તોને ડોલાવી નાંખે એવી એ વિચારોને છુટ આપવી ન જોઇયે.

કોટડીએ પાછો આવ્યો. આજે આ બધી ધમાલમાં મોડો જમ્યો. આજે જીવ બહુ બળ્યા કરે છે. પરમેશ્વરે મારી પ્રાર્થના કબુલ ન રાખી. આવી માનસિક મુંઝવણ રૂપી હથીયાર વડે અમને સજા કરવાનું તેને ગમ્યું છે.

આજે વજન લેવાયું. ગયા રવિવાર કરતાં એક રતલ વધ્યો. પણ મને અત્યન્ત આનન્દ આપનારી વાત તો એ હતી કે વજન લેવાની જગ્યાએ મહમ્મદહુસેન, શફીક, શ્રીનિવાસ આયર અને નરસિંહાચારીયર આવેલા હતા; તેઓએ મને કહ્યું કે અમે પાછળથી ખૂબ વિચાર કરી જોયો છે અને તમારી સાથે ફરીથી વાત કરવા ઈચ્છીયે છીયે. સાંભળવા પ્રમાણે થોડી વાર પછી સુપરિન્ટેન્ડન્ટે શ્રી. નરસિંહાચારીયરને બોલાવ્યા હતા. જેલરે જે બન્યું હતું તે બધું સુપરિન્ટેન્ડન્ટને વર્ણવી બતાવ્યું હતું, અને તે ઉપરથી સુપરિન્ટેન્ડન્ટે નરસિંહાચારને કહ્યું કે, હું કહું છું કે નિરર્થક સખ્તાઇ કે ઘાતકીપણું તમારા લોકો ઉપર ગુજારવાની મારી જરાયે મરજી નથી. તમે કંઇ ચોકસ નિકાલ ઉપર આવી શકો તેમ નથી? નરસિંહાચારીયરે કહ્યું: "મારી ઈચ્છા આ બાબતમાં શ્રી. રાજગોપાલાચારીયર સાથે, તેમજ બંધ કેદવાળા કેટલાક મિત્રોની સાથે વાતચીત કરવાની છે. ત્યાર પછી હું જવાબ આપી શકું." સુપરિન્ટેન્ડન્ટની ઇચ્છા આ બાબતમાં આવતી કાલે મારી જોડે વાતચીત કરવાની છે એવું તેણે જેલરને કહ્યું જણાય છે. તે પહેલાં, પહેલા નંબરના બ્લોકવાળા મિત્રોને મળવાની મેં જેલર પાસે રજા માગી. રજા મળી. મારી કોટડીમાં જ અમારી સભા થઇ. સભામાં અમે એકલા જ; જેલનો કોઇ અમલદાર ન મળે. કયો રસ્તો લેવો તે વિષે માત્ર શ્રી. લક્ષ્મીનારાયણ સિવાય અમે બધા



એકમત થયા—તે એ કે બંધ કેદખાનાવાળા મિત્રોને સલાહ આપવી કે જો તમને ઠીબડાં ઉપાડવાનું એ લોકો કહે તો તમારે ઉપાડવાં; બીજી તરફથી અમારે સુપરિન્ટેન્ડન્ટને પણ ભલામણ કરવી કે તે અસહકારી કેદીઓ તરફ માણસાઇભર્યું વર્તન ચલાવે.

## ૭ઃ ૨ઃ ૨૨–મંગળવાર

ગઈ કાલના દિવસે કામમાંથી માથું ઉંચું કરવા મળ્યું નથી. સુપરિન્ટેન્ડન્ટે મને કહ્યું કે તમે અસહકારી લોકોને મળો અને તેમનું શું કહેવું છે તે નક્કી કરી આપો, કે જેથી બન્ને બાજુનો બનાવ થઇ શકે. તેણે કહ્યું કે "અમુક બાબતોમાં મારો પોતાનો પણ વાંક છે, અને અમુકમાં અસહકારીઓનો પણ વાંક છે; પરંતુ એક પક્ષે ખોટું કર્યું એટલા માટે બીજા પક્ષે પણ ખોટું કરવું જોઇયે એવું ન હોય. હું પોતે તો જો બની શકે તો બધું જૂનું ભૂંસી નાંખીને નવેસરથી શરૂ કરવાને રાજી છું." તે બોલતો હતો તે જ તેના મનમાં પણ હોય એમ લાગતું હતું. તેણે કહ્યું કે મને આજે જ સરકારી હુકમ મળ્યો છે અને તેમાં જણાવ્યું છે કે અસહકારી કેદીઓને સાધારણ કેદીઓના કરતાં જુદી ઢબે રાખવા. હવે મને સત્તા મળી છે એટલે હું ઠાલો સખ્તાઇ કરવા માગતો નથી. આ વાતચીત અનુસારે બપોરના મારી કોટડી સામે અમારી પરિષદ્ મળી. પ્રથમ પ્રથમ તો કામ ચલાવતાં બહુ મુસ્કેલી પડી. જેલવાળાઓના ખરાબ વર્તનને પરિણામે બધાનાં મગજ રોષથી તપી ગયેલાં હતાં. લડતના સિદ્ધાન્તો પૂરા નહિ સમજવાને લીધે તેમનાં મગજમાં અણપચેલી કલ્પનાઓ ભરેલી હતી. એકબીજા ઉપર વ્હેમ કે અણવિશ્વાસ પણ ખરા. આ બધાં કારણો ભેગાં થવાથી મુસ્કેલી ભારે થઇ પડી હતી. શ્રી. લક્ષ્મીનારાયણે પહેલા જ વાક્યમાં કહ્યું કે બંધ કેદખાનાવાળા મિત્રો જે સવિનયભંગ કરી રહ્યા છે તેને મારો પોતાનો સંપૂર્ણ ટેકો છે. આથી અમારૂં કામ જરાયે હળવું ન બન્યું. તેમ છતાં થોડી વાર પછી અમે સર્વાનુમતે

નિર્ણય લાવી શક્યા. પેશાબનાં વાસણ ઉપાડવા સામે ધાર્મિક વાંધો તો માત્ર એક જ ભાઇનો હતો, અને આખર સુધીમાં એ પક્ષમાં છ જણ થયા. તેથી અમે નિર્ણય કર્યો કે આ કામ પરાણે ન કરાવવું જોઇયે એમ સુપરિન્ટેન્ડન્ટને કહેવું. વળી સુપરિન્ટેન્ડન્ટને એવું કહેવાનો પણ અમે ઠરાવ કર્યો કે આ વાસણ ન ઉપાડવા માટે જે ભારે મજુરીની સજા કરવામાં આવી છે તેમજ તેટલી બધી મજુરી ન આપી શકનારને બેડીઓ વગેરેની જે આકરી સજાઓ કરવામાં આવી છે તે પાછી ખેંચી લેવી. બીજી પણ કેટલીક બાબતો સુપરિન્ટેન્ડન્ટને કહેવાની અમે નક્કી કરી રાખી. મુસલમાનોને નમાજ વેળાએ ધુંટણ નીચે આવે એવાં કપડાં આપવાં; સાદા કેદીઓ જેટલી જ મુલાકાત અને કાગળોની છૂટ સખ્ત કેદીઓને પણ આપવી; સખ્ત કેદીઓ માટે રોજ ન્હાવા-ધોવાની સગવડ કરી આપવી; આંધ્રવાળા કેદીઓમાંથી એક ભાઈ બધાની રસોઈ કરી આપવાને ખુશી છે તો તેમને જુદું રાંધવાની વ્યવસ્થા કરી આપવી; વગેરે. પછી મેં જણાવ્યું કે હવે સુપરિન્ટેન્ડન્ટે પોતાનું વલણ બદલેલું જણાય છે, એટલે આપણે પણ આપણું વલણ સુધારી લેવાની જરૂર છે. શરૂઆતમાં સભાનો જે રંગ હતો તે ઉપરથી મારી સૂચનાને આટલી બધી તેઓ વધાવી લેશે એમ મેં ધાર્યું નહોતું. મેં તેમને કહ્યું કે આપણે જેલમાં એવી રીતે રહેવું જોઈયે કે જેથી સરકારને અસહકારીઓને પોતાની જેલોમાં રાખવામાં બિલકુલ મુશ્કેલી પડે નહિ. આપણને અન્ન, પાણી અને આશરો એટલું પૂરું પાડવા ઉપરાંત તેને આપણા કોઈ વાતના ઉચાટ હોવા ન જોઇયે. તિરૂપથુરવાળા અબ્દુલ વાહબ તથા મહારાજગઢવાળા રામકૃષ્ણૈય્યા એ બે જણ તો આપણાં માણસો ઉપર જે જુલમ ગુજારવામાં આવ્યો હતો તે જોઇને બહુ જ તપી ગયા હતા. બન્ને કેવા સુન્દર અસહકારીઓ છે! તેથી જ્યારે તેઓ ગુસ્સે થઇ જતા હતા અને તેઓના બોલવા ચાલવામાં આપણી લડતની યોજનાઓ અને મર્યાદાઓ જળવાતી નહોતી

ત્યારે મને બહુ દયા આવતી હતી. છતાં પરિણામ શુભ આવ્યું. મેં સુપરિન્ટેન્ડન્ટને મળીને અમારી પરિષદ્‌ના કામકાજનો હેવાલ તેમને આપ્યો. તેણે તરત એકેએક માગણી કબુલ કરી લીધી. જે સજાઓ સખ્ત મજુરીની આપવામાં આવી હતી તે તાબડતોબ રદ કરી. અને સૌથી મોટી વાત તો આ છે કે બધા અસહકારી કેદીઓને બંધ કેદમાંથી કાઢીને બધાને—સખ્ત કે સાદા બધાને જ—પહેલા નંબરના બ્લૉકમાં એકઠા રાખવાનો બંદોબસ્ત કર્યો. એ બ્લૉકવાળા શ્રી૦ લક્ષ્મીનારાયણ અને બીજા મિત્રોની મોટામાં મોટી ઇચ્છા આ કરતાં તો મોટી નહિ જ હોય.

આ નાનું સરખું તોફાન આવી સરસ રીતે શમી ગયું અને તેમાં કંઇક અંશે પરમેશ્વરે મને નિમિત્ત રૂપ બનાવ્યો તે માટે મારે તેનો પાડ માનવો જ જોઇયે. મેં નમ્ર ભાવે પ્રાર્થના કરી.

આ બનાવોનો અન્ત ભારે સુખી થવા જેવો આવ્યો એ ખરૂં, છતાં તેમાંથી એક વાત સ્પષ્ટ સમજાય છે કે આપણામાંના ઘણાઓને હજુ પોતાની નબળાઈ કયાં છે તે સમજાયું નથી. આ મિત્રોના આચારણનું નિષ્પક્ષપાતપણે અને ઉંડા ઉતરીને નિરીક્ષણ કરીયે તો જોઈ શકાય કે એ લોકો અમુક હદ આવી રહે છે એટલે પછી સરકારનાં નાંખેલાં દુઃખો સહી નથી શકતા, અને પછી તેમાંથી જરા આસાયેશ મેળવવા ખાતર તેઓ ઝપાઝપીના કે નવી સજાઓના પ્રસંગો ઉભા કરે છે, અને એ કેફમાં પેલું દુઃખ ડુબાડી દેવાનો પ્રયત્ન કરે છે. સ્વમાન, અપમાન અને એવા એવા મોટા શબ્દોથી પોતે જ પોતાને છેતરીયે એમાં કંઈ ન વળે. જે માણસનું મન તેને પોતાનાં જ મળમૂત્રનાં વાસણો ઉપાડવાની ના કહે તે તેનામાં અસહકારશકિતનું દેવાળું નીકળ્યું છે એનું જ ચિહ્ન છે; એ સિવાય બીજી રીતે આનો અર્થ કાઢવો મને તો મુશ્કેલ લાગે છે. વળી સખ્ત મજુરીની સજા થતાં તે કામ ન કરવું અને બીજી સજાઓ વ્હોરી લેવા નીકળવું, એમાં રહેલી નબળાઇ શોધી કાઢવી એ તો એનાથી યે અઘરૂં કામ છે. બેડીઓ

નાંખે તે સામે વાંધો ઉઠાવવો એને સાચો સત્યાગ્રહ ગણવો એ તો અશક્ય છે. જેના પર પડે તે ઉઠાવી લે અને બહાદુરીનાં વચનો ઉચ્ચારે એમાં શી મોટી વાત છે? પણ જે બીજાઓને બેડીઓ પહેરાવવામાં નથી આવી હોતી તેઓને પોતાના મિત્રોની બેડીઓ જોઈને ગભરામણ થાય, અને પોતાના ઉપર સજાઓ નોતરી લેવા માટે જે આવે તે કરવા તેઓ પ્રવૃત્ત થાય એ, કૃતિમાં તો અહિંસાત્મક અને સત્યાગ્રહની રાહમાં છે એમાં શક નથી, પણ એ કૃતિની અંદર જે આશય રહેલો છે તે તો પોતાના મિત્રોની બેડીઓ ઉતરાવવાનો છે; અને આપણી મૂળ યોજના અને નિશ્ચય કે જે વગર તકરારે દુઃખો ઉઠાવવાં એ છે તેની સાથે આ આશયનો મેળ બેસતો નથી. આ સજાઓ તદ્દન અન્યાયી છે એટલા માટે સ્વયંસહન વડે તેનો અન્ત આણવાનો આપણો હક છે એમ કહીને આત્મવંચના કરવી વ્યર્થ છે. આપણે અહીં આવ્યા છીયે તે અન્યાયી સજાઓને બિનવિરોધ, બિનતકરાર ઉઠાવવા સારૂ જ આવ્યા છીયે. જેલમાં આવીને આપણે માથે નાંખવામાં આવતી મુસીબતો સામે ચળવળ કરશું, વિરોધ કરશું કે સત્યાગ્રહ કરશું તો આપણે આપણે જ હાથે આપણી ઇમારતના પાયા ઢીલા કરી નાંખવાના છીયે. નિઃશસ્ત્ર પ્રતિકાર અને અહિંસાત્મક અસહકારનો સિદ્ધાન્ત જ એવો છે કે એક વાર આપણા પ્રતિકારની—આપણા સામે થવા માટેની સજા ભોગવી છુટવાને દરજ્જે આપણે પહોંચ્યા એટલે પછી સામું થવાનું છોડી દેવું અને જે દુઃખ માથે પડે તે બહાદુરીથી સહન કરવાં.

ધાર્મિક બાધાને નામે પણ સેતાન પોતાનું કૂડું કૃત્ય અહીં કરી રહ્યો છે એ જોઇને મારા દુઃખનો પાર રહ્યો નથી. સુબારાવ પ્રથમ મારી સાથે પૂરેપૂરા સહમત હતા; ટીબડાં ઉપાડવાં એમાં કંઈ ખોટું નથી—ઉલટું એ કામ કરવું એ તો સારૂં એમ તે કહેતા. હવે તે જ કહે છે કે તેમને ધાર્મિક વાંધો છે. તેમના એકલાનો દાખલો હોત તો તો હું તેમનો મત બદલાયો છે તે પ્રામાણિક

હશે એમ માનતા. પરંતુ એકેએક છ જણ આ ધાર્મિક વાંધામાં દાખલ થયા તે જોઇને પછી તો હું એક જ અભિપ્રાય બાંધુ એમ રહ્યું છે. એ લોકો એવા ભ્રમમાં પડેલા છે કે માનમરતબાના ખ્યાલ અને તેની સાથે લડત કર્યાનો જશ* એ બધાને ખાતર ધર્મના વાંધાનું નામ વાપરવાને કંઇ હરકત નહિ. આવા ભ્રમમાં તેઓ સત્યની સાથે ખેલ કરતા હતા. સત્ય–અસત્યની, પુણ્ય–પાપની લડત ચાલતી હોય, જે લડતમાં આપણે બધાં શસ્ત્રોનો ત્યાગ કરીને આધ્યાત્મિક શસ્ત્રો ઉપર જ બધો આધાર રાખતા હોઇએ તેવી લડતમાં સેતાનને ઠેઠ આપણા કિલ્લાની અંદર પેસી જવા દેવો એ જબરી ભૂલ છે અને વિનાશનું કારણ છે. જો અસત્યનું ઝેર આપણા આત્મા ઉપર વ્યાપવા દઇયે તો તો આપણું બધું જ બળ પાણીમાં જવાનું. સત્યને મચડવા જઇશું તો આપણે પોતે જ મચડાઇ જઇશું.

કામચલાઉ જેલરે મારી પાસે આવીને આજે પોતાની ખાનગી અને અમલદાર તરીકેની જીંદગીની લાંબી કથની કહી સંભળાવી. એ આખીની અહીં નોંધ લેવી અશક્ય છે. કેટલીકવાર આ દુનીયામાં બહુ જ વિચિત્ર ગુણોનાં મિશ્રણ જોવા મળે છે. હૃદયની સરળતાની સાથે ચતુરાઈ અને પક્કાઇ જોડી દેવાં અને પ્રામાણિકતાની સાથે બાહ્ય વર્તનમાં કઠોરતા અને ક્રૂરતાને જોડવાં એટલે માણસ પાકો કહેવાય છે. પણ જેમ લોકોની બીજી અનેક માન્યતાઓ ભ્રમમૂલક હોય છે તેવી આ પણ છે.

હીરાસીંગે ઘણીવાર મારે મોઢે રામશરણનાં વખાણ કરેલાં. કાલે તેને પહેલીવાર જ જોયો. મેં ધાર્યું હતું તેમ એ ભાઇ પડ્યું પાણી ડોળનાર માણસ લાગે છે. ઘણા જણ જે વર્ગના હોય છે તે જ વર્ગનો એ છે. આવા લોકોના મનમાં અહિંસા કે સત્યાગ્રહ વિષે શ્રદ્ધા બંધાઇ હોતી નથી, પણ ધ્યેય તેમને પસંદ હોવાથી તેઓ અસહકારમાં ભળવાનો પ્રયત્ન કરે છે.

ઘણા વખત પછી ગઈ કાલે હીરાસીંગને મળ્યો. હસ્પીતાલ છોડીને આવ્યા પછી હું તેને મળ્યો નહોતો. તેનું દર્દ હજુ મટયું નથી. કંઇક ભગંદર જેવું થયું જણાય છે. તેની મુદ્રા ઉપરથી લાગે છે કે હવે લાંબા દિવસ નહિ કાઢે. ખરો છે બહાદર. એને ખાધેપીધે જરા સાચવે તો સારૂં.

સુબાશાવે આજે પોતાના 'દિલનો એકરાર' મોકલ્યો છે. તે લખે છે કે મેં પોતાનાં મળમૂત્ર ઉપાડવામાં ધાર્મિક વાંધો ઉઠાવેલો, પણ હવે મારી ભૂલ જોઉં છું. મને હવે મારા વર્તન માટે પશ્ચાત્તાપ થાય છે. પ્રાયશ્ચિત્ત તરીકે તેણે કોટડીમાં રહેતાં સર્વસાધારણ વાસણો ઉચકીને બહાર મુકવાનો નિશ્ચય કર્યો છે. આ કામને માટે ભંગી તો છે જ. આ યુવકને પોતાની ભૂલ માલુમ પડી તે જાણી મને બહુ આનન્દ થયો. જવાબમાં મેં તેને ઉપરની મારી નોંધનો ઉતારો કરીને મોકલ્યો. તેનો જીવ બહુ ઉદાસ રહે છે એની મને બહુ ફિકર રહે છે. તેના સાથીઓ કાળજી રાખીને તેને આનન્દમાં રાખે તો બહુ સારૂં. ખરેખર બહુ સુંદર યુવક છે. સાબરમતીના આશ્રમમાં હોય તો પહેલી પંક્તિનો આશ્રમી થઇ શકે.

કાલે રાત્રે કુરળમાંથી અરથુપ્પલ પૂરૂં કર્યું.

## ૮ : ૨ : ૨૨–બુધવાર

ગઈ રાત્રે દમના વ્યાધિએ બહુ જોર કર્યું. થકવીને લોથ કરી નાંખ્યો. આજે કાંત્યું નથી. સૉક્રેટિસનું ભાષાન્તર ઠીક ચલાવ્યું. ક્રિટ્સ તો આખો જ કરી કાઢયો કહેવાય. હવે ફીડો લેવાનો છે, પણ એ સ્હેલું કામ નથી. પણ તેમાંથી મોટો ભાગ ગાળી શકાય એવો છે, કારણકે તેની ફિલસુફી હિન્દી વાચકોને માટે તો ભાજીમૂળા જેવી જ છે. હું તો ફક્ત હિન્દી લોકોને ગ્રીસના આ શહીદનું ચરિત્ર અને તેની મહત્તા જ જણાવવા ઇચ્છું છું. આશા છે કે આ કામ પૂરૂં કરીને તેની સાથે ઈશુનાં બલિદાનની કથા પણ જોડવાનો વખત

મળશે. ઓછામાં ઓછું આટલું જો કરી શકું તો મને આ કેદના દિવસો નકામા ગયા એમ નહિ લાગે.

[આ ઈશુની કથા લખવાની યોજના હું પાર પાડી નથી શકયો.]

૯ : ૨ : ૨૨–ગુરુવાર

તાવની ધખડી આવી ગઈ. તાવનું કારણ કળાતું નથી. કદાચ મચ્છર અને મેલેરીયા હોય. હોજરી તો હમણાં સીધું કામ આપે છે.

આજ પણ કંતાયું નહિ. ઘણોખરો આરામમાં જ દિવસ ગાળ્યો. ક્રીડાનો થોડો ભાગ કર્યો.

૧૦ : ૨ : ૨૨–શુક્રવાર

મેં ઑફિસમાં એક તાર મોકલાવેલો તે ગયો નથી; તેમજ ઘેરથી કાગળ આવ્યો છે તે પણ મને મળ્યો નથી. સુપરિન્ટેન્ડન્ટ મદ્રાસ ગયો લાગે છે, એટલે તે આવે ત્યાં સુધી બધું કામ અટકી રહ્યું હશે. જો ડૉ. રાજન, કોટંડરામન અને શાસ્ત્રી એ બધા જ ગિરફતાર થયા હોય તો હવે સમિતિના કાર્યાલયનું કામ આદિનારાયણ ચેટ્ટીય્યારે જ સંભાળવું રહ્યું. રામનાથનની મદદથી કામ સરળતાથી ચાલી શકે. રાજગોપાલનની મદદ બહુ ઉપયોગી થઈ પડે, પણ એમનો સ્વભાવ એમને આપણી સેવામાં આવવા દે એની ખાત્રી નથી. મારા સિવાય બીજા કોઇની સાથે એ કામ કરી શકે એમ હું ધારતો નથી. મારી સાથે તો એણે ઘણું સખ્ત કામ કરેલું છે. શરીર લથડે ત્યાં સુધી ખેંચ્યું છે; પણ એવા ભૂંડા છે કે બીજાઓની સાથે તેમનો મેળ બેસવો બહુ કઠણ કામ છે.

રાતને વખતે મચ્છરીયાં આ કોટડીને ઉંચે જ ઉપાડે છે. દિવસના માખીઓનો ત્રાસ તોબા છે.

કેદીઓને સામટા રાખવાના જે મોટા બ્લૉકો છે ત્યાં અહીં કરતાં હવાનું સાધન સારૂં છે, અને રસોડું નજીકમાં નહિ હોવાથી ત્યાં માખી–મચ્છરનો ત્રાસ પણ કમી છે; પણ ત્યાંનો હેવાલ

સાંભળવામાં આવ્યો છે તે પ્રમાણે ત્યાં વળી જૂ-માકડની મોટી ઉપાધિ છે; કારણ કે ત્યાં દરેક ઓરડીમાં કેટલાયે કેદીઓને રાખવામાં આવે છે, અને એમને ન્હાવાની કે કપડાં ધોવાની સગવડ નથી. એટલે આ ઓલામાંથી નીકળવાનો પ્રયત્ન નથી જ કરવો. ગુન્તુરના વકીલ શ્રી. નરસિંહાચારીયર પહેલાં બહુ માંદા માંદા રહેતા અને દુબળા પડી ગયા હતા; હવે તેમની તબીયત સુધરતી જતી જોઇને મને આનન્દ થયો છે. તે જ રીતે મહમ્મદહુસેનના મ્હોં પરથી પણ તાવની છાયા જતી રહી છે અને તે વજનમાં વધતા ચાલ્યા છે. ભાઈ શફીકની તબીયત હજુ ઠેકાણે આવી નથી. લક્ષ્મીનારાયણનું ઠીક ચાલે છે. બિચારા શ્રીનિવાસ આયંગર તો બહુ જ સુકાઈ ગયા છે. સત્યાગ્રહનો સિદ્ધાન્ત દિલમાં વસી ગયો હોય એવા બહુ થોડા હોય છે; શ્રીનિવાસ તેવા છે. તેમના શરીરનો બાંધો જરા ભરાવદાર હોવાથી તેમનું વજન આટલું બધું ઘટી ગયું તેમાં દાક્તરને કંઇ ચિન્તાનું કારણ લાગતું નથી. પણ ચરબીથી ભરેલું શરીર કંઇક અસ્વાભાવિક કારણને લીધે જ્યારે ગળી જાય છે ત્યારે તેનું પરિણામ ઘણી વાર બહુ માઠું આવે છે.

મહમ્મદઅલી અને શૌકતઅલી લાંઘણ કરે છે એવી જે અફવા આવી હતી તે ખોટી નીવડી છે, એથી હું બહુ રાજી થયો. બંધ કેદવાળા ભાઇઓને ઉત્તેજન આપનાર મૂળ આ જ અફવા હતી. બીજી એક એવી અફવા લાલા લજપતરાય વિષે પણ ઉડી છે, અને તેનું સાચાખોટાપણું હજુ જાહેર થયું નથી. રામશરણ ઉશ્કેરણીની જે સલાહ આપે છે તે એ અફવાથી ચીડાઇને. જેલમાં અમને વર્તમાનપત્રો આપતા નથી એ અનેક રીતે જોતાં દિલગીર થવા જેવું છે. બીજાં છાપાં નહિ તો 'યંગ ઇન્ડીયા' તો આવવા દેવું જોઇતું હતું. બિચારા લક્ષ્મીનારાયણ એક દિવસ કહેતા હતા— અલબત્ત તે તો મશ્કરીમાં જ કહેતા હતા— કે મને એક છાપું આપે તો મારી અરધી ખોરાકી જતી કરૂં. દૈનિક ચિતારોની કેટલી તલબ આપણા લોકોએ કેળવી છે!

જેલરે આજે ગોળો ગબડાવ્યો કે ગુજરાતમાં ક્યાંક સ્વયંસેવકોનું મોટું તોફાન થયું છે, સરકારી લશ્કરે ગોળીબાર કર્યો છે અને કેટલાયે લોકો ઘવાયા અને મરાયા છે. જેલરે ધાર્યું હશે કે મને આમ ભડકાવવાથી અસહકારની અપસેવા ઠીક થશે. અમારા જેલર સાહેબને બાપડાજીવને છાપાં વાંચવા જેટલી કે જાહેર બનાવોનું તથ્ય સમજવા જેટલી આવડત નથી. પણ પોતાનું જે જીવનચરિત્ર તેમણે મને સંભળાવ્યું હતું તે ઉપરથી આવડત ન હોય એમાં મને ભારે નવાઈ લાગતી નથી.

સૉક્રેટિસ પૂરો કર્યો. ફરીથી જોઇ જવો પડશે. ઈશુના બલિદાન પર હાથ અજમાવી જોવા જોઇયે. બિચારા રંગમ ચેટ્ટીય્યાર બહુ દહાડા ઈસ્પીતાલમાં પડયા રહ્યા. એણે મને મળવાની પરવાનગી માગી જણાય છે.

## ૧૧ : ૨ : ૨૨–શનિવાર

રાતનો વખત અસહ્ય છે. આખી કોટડી મચ્છર મચ્છર થઇ રહે છે. કોટડીની બહાર ઝાડનાં પાંદડાંઓમાં પવન સૂસવાટા મારતો રમે છે, પણ અહીં કોટડીની અંદરની હવા હાલતી યે નથી ને ચાલતી યે નથી. રોકડી એક બારી છે, અને છે તેયે બહુ જ ઉંચે છે. અને હથેલી જેવડી કોટડીનું બારણું પણ બહાર પડતી દીવાલો વચ્ચે એવું આવેલું છે કે હવાને જરા યે ચાલવા જ ન દે. અહીંના મચ્છર કંઇ ભારે હિંસાત્મક જણાય છે. તેમનો ચટકો સોય જેવો છે અને જાડી ખાદીની સોંસરો ડંખ મારે છે. શ્વાસ સારૂ ઓઢવાનું જરા જેટલું ઉઘાડું રાખ્યું હોય તેમાંથી યે માળાં અંદર પેસી જાય છે. જેમાં હવાને હરવાફરવા સારૂ સાચી બારીઓ કે ઓટલાવાળી ખુલ્લી જગાને બદલે જમીનથી ૬ ફુટની ઉંચાઇએ એક નાનું સરખું બાંકોરૂં જ હોય એવી કોટડીમાં મને પૂરવો એનું જ નામ, હું ધારૂં છું કે રાજદ્વારી કેદીઓને "ખાસ વર્ગ" મળે છે તે હશે. હું બહુ તીખું લખતો લાગું છું, પણ એક આખી રાત ઉંઘ વગરની કાઢયા પછી એટલી તીખાશ ક્ષમ્ય ગણાય.

એક પત્ર ગાંધીજી તરફથી અને એક ઘેરથી આવ્યો. ગાંધીજીએ પોતાના પત્રમાં કાળજીપૂર્વક રાજદ્વારી બાબત આવવા દીધી નથી. તેના ઉપર સ્થળ બારડોલી અને તારીખ ૩ જી ફેબ્રુઆરી છે:—

"તમારી ચિઠ્ઠી મને મળી છે. ખુશી થયો છું, તેમજ આભારી પણ થયો છું. છાપાં નહિ મળવાથી તમને ભારે ખોટ લાગતી નહિ જ હોય; અને તમારા રેંટીયા તથા રામાયણની તો મને ઇર્ષ્યા આવે છે. રામાયણ વાલ્મીકિનું મૂળ જેવું ભાષાન્તર નહિ હોય, પણ કમ્બનનું મૂળ જ હશે એમ માનું છું. પોપની તામીલ હૅન્ડબુકમાં એ રામાયણ વિષે મેં ઘણું વાંચ્યું છે. તમે વજન ઘટાડયે જશો તે નહિ ચાલે. હું ધારતો હતો કે આપણા મંડળમાં હું જ બધાથી વજનમાં ઉતરતો હોઇશ, પણ તમે તો હવે મનેયે ૧૦ રતલથી હરાવી દીધો. તમને પુષ્કળ દૂધ મળતું હશે એવી આશા રાખું છું. તમારે માટે દાક્તરચિઠ્ઠી લખી આપું છું. તમને દૂધ અને સંતરાં કે દ્રાક્ષ જેવાં રસાળ મીઠાં ફળ જોઇયે તેટલાં મળી શકે તો તમારો દમ પણ હઠશે અને વજનમાં પણ તમે વધવા લાગશો. દેવદાસ અલ્લાહાબાદમાં છે. કૃષ્ણદાસ અને રામદાસ મારી સેવામાં છે. એકાન્તસેવનનો લાભ તમે એકલા જ ભોગવો છો એમ ન ધારતા. આશ્રમમાં સુન્દરમ્ પણ મૌનવ્રત પાળે છે. તેણે વાંચ્યું છે બહુ, પણ વિચાર્યું મુદ્દલ નથી. મૌનથી એને લાભ થવા સંભવ છે.

—સ્નેહાધીન મોહનદાસ"

ઘરનો કાગળ જરા નિરાશાજનક હતો, કારણ કે લક્ષ્મી કે નરસિંહમ્ બેમાંથી એકેએ તેમાં કંઈ જ લખ્યું નથી. પણ પપાએ લખ્યું છે તેની નીચે લક્ષ્મીએ તેની નાનકડી સહી કરેલી છે. સાલેમથી નરસિંહમ્ કે રામુએ કંઇ લખ્યું નથી.

દરોગા કેશવ પિલ્લૈ કામમાં બેદરકારી રાખતો જણાયો તેથી તેને કંઇક બીજા કામ પર મોકલી દેવામાં આવ્યો છે. એક રાત્રે કોળીયાનાં દરવાજાને તાળું બરાબર વાસ્યા વગર તે ગયેલા અને

સવારે વડા દરોગાએ તે જોયું; એટલે તેને ટાવરમાં બોલાવ્યા અને કેદીઓની ટોળીઓ બહાર કામ કરવા જાય તેમની દેખરેખનું કામ તેને સોંપ્યું. તેનું પદ્મનાભ પિલ્લેઅર મારી પાસે હતું તે આજ આવીને એ લઇ ગયા.

પદ્મનાભ નાયડુ કરીને બિનસરકારી નિરીક્ષક પાછા આજ આવ્યા હતા. જેલમાં જે કંઈક ખામીઓ દેખાય તે દૂર થાય એવી આશાએ તે ડેપ્યુટી જેલર વગેરેની જોડે ખાનગી શાહબંધી કરતા હોય તેવી વાતચીત કરી જાય છે. પણ તેવી વાતચીતથી શું વળે? એમ તો સારી સારી વાતો કરવાની અને લોકોને પટાવવાની કળામાં જેલ—અમલદારો નિપુણ થઇ ગયા હોય છે. જ્યાં સુધી ઉપરી અમલદારનું દબાણ થાય નહિ ત્યાં સુધી ગમે તેટલું પાણી ઢોળવા છતાં એ પત્થર પલળતા નથી.

મને ટપાલો મળે છે તે એટલાં અનિયમિત કે વાત જ ન પૂછો.

## ૧૧ : ૨ : ૨૨—રવિવાર

ચેટ્ટીયાર, રામનાથન અને રામસ્વામી નાયકર મને મળવા આવી જાય એવા તાર મેં લખેલા, પણ સુપરિન્ટેન્ડન્ટ મદ્રાસ ગયા હતા એટલે તાર મોકલાયા નહોતા. એ તાર મને પાછા આપવામાં આવ્યા ત્યારે, ઘરનો કાગળ આવ્યો છે તેમાં શું લખ્યું છે તે વાંચીને પછી જ તાર મોકલીશ એમ કહીને મેં તાર રાખી લીધા. ઘરનો કાગળ પણ બે દિવસથી આવીને રાહ જોતો પડયો હતો. ગઇ કાલે સવારે એ તાર મેં પાછા મોકલ્યા. પણ કમનસીબ બધી સાથે ને સાથે હોય છે; એટલે બન્યું એવું કે એ તાર કોઇ બાઇસીકલવાળો સિપાઇ ટપાલ લેવા જતો હશે તેની જોડે મોકલાવ્યા. એક તાર ઉપર મેં 'જરૂરી' એવું ખાસ લખેલું છતાં તેના ઉપરનું લાંબું સરનામું કંઇ તાર માસ્તરની અક્કલમાં ઉતર્યું નહિ, એટલે તાર પાછો આવ્યો. પગવાળા સિપાઈ સાથે ફરીવાર સુધારીને તે મોકલ્યો. જેથી વેલોરની

ટપાલ ઑફિસ ત્રણ માઇલ દૂર છે; એટલે હું ધારું છું કે આ તાર આશ્રમમાં સાંજે છ વાગે પહોંચ્યો હશે. આથી જે કામ માટે તાર કર્યો તે માટે તે નકામો થઇ પડ્યો. છોકરાંઓ આજ સવારમાં આવી ન જાય તો તારનો ઉપયોગ થાય ખરો.

ગઇ કાલે હું રંગમ ચેટ્ટીને જોઇ આવ્યો. અરેરે, મને ખબર નહિ કે બિચારા આટલા બધા બિમાર હશે. એકલાં હાડ અને ચામ રહ્યાં છે. તેમણે કહ્યું: "મૃત્યુનાં સાક્ષાત્ દર્શન કરી ચુક્યો. યમના દૂતો મને બોલાવતા હતા એ મારી નજરે મેં જોયું છે. મેં તેમની જોડે તકરાર કરીને તેમને ભગાડી મુક્યા અને માંડમાંડ બચ્યો." વળી તેમણે કહ્યું: "આ મારું સ્વપ્નું પૂરું થયા પછી થોડી જ મિનિટમાં એક બીજા દરદીના પ્રાણ છુટ્યા. હવે મારા ઉપરથી તો ઓળઘોળ ગઇ છે." તેની બધી વાત સાંભળવામાં રમુજ પડતી હતી. તેમણે કહ્યું: " મને ફિકર એક જ વાતની રહી જતી હતી. આ ઇસ્પીતાલમાં જ જો દેહ પડે તો મારી કાયા કંઇ અન્તકાળના સંસ્કાર ન પામે અને એ લોકો વાઢકાપ કરીને બધું ચૂંથી મારે. તમને એટલા માટે જ બોલાવ્યા હતા કે ગમે તેમ કરીને આમ ન થાય તેવું તમે કરી આપો."

## ૧૩ : ૨ : ૨૨–સોમવાર

દર સોમવારની જેમ તપાસનો દિવસ.

" કેમ, ઠીક છો ? "

" હા જી, ઠીક છે. આપનો આભાર થયો. "

ઘણી વાતો કહેવાનો અને પૂછવાનો વિચાર હતો, પણ વધારે વિચાર કરીને એ વિચાર માંડી વાળ્યો; એટલે પરિણામ આટલા સવાલજવાબમાં જ પતી ગયું.

મારા ભાઇના લખવા પ્રમાણે છોકરાઓ કાલે મળવા નથી આવ્યા. કદાચ મારો તાર તેમને મોડેથી સાંજના મળ્યો હશે ને

તેથી તેમની બધી ગોઠવણ ફેરવાઈ ગઈ હશે. એ લોકો આજ ન આવ્યા.

સરકાર વળી પાછી લોકોને પોતાના પક્ષમાં વાળવાની કોશિશ કરતી જણાય છે. સવિનયભંગથી પ્રજાના જીવનમાંથી શાન્તિ અને સુખ ઢોળાઇ જશે એવા એ વિલાપ કરે છે, અને પોતાનાં એ આંસુમાં આખી પ્રજાને ડુબાડી દેવા માગે છે. ખરી રીતે જોતાં ઉપાય તો તેમના જ હાથમાં છે. અમે સવિનયભંગ પસંદ કર્યો છે અને સુખશાન્તિ જતાં કરીને કહ્યાં ન જાય એવાં સંકટો ખમવાનું પસંદ કર્યું છે, તે ખાલી તેમાં અમને ગમ્મત પડે છે કે સરકારની ઠીક ફજેતી થાય છે એવા ખ્યાલથી નહિ, પણ આમ ગુલામી અને અપમાનમાં સબડવું તેના કરતાં એ બધું વધારે ગમે છે તેથી. સરકારને જો પ્રજાની એટલી બધી લાગણી થતી હોય, એ બહાર બતાવે છે તેવું જ તેના મનમાં ખરેખર હોય, તો તેણે આ પ્રવૃત્તિમાં રહેલાં દુઃખો ગણાવીને લોકોને પ્રવૃત્તિ અટકાવવાનું કહેવા કરતાં લોકો જે માગે છે તે આપીને જ તેમને સંતોષીને તેમનાં દુઃખ ટાળવાં જોઈયે. દંભ, અભિમાન અને સ્વાર્થનું કેવું અજબ મિશ્રણ સરકાર કરી જાણે છે! ચોડાઘણા તો હજુ યે છેતરાવાના.

સ્વયંસેવક સેનાઓ સામે કાળા કાયદાનો પ્રયોગ તો અમે હમણાં જ કર્યો છે, ગાંધીજીએ કાયદાભંગની હીલચાલ તો તે પહેલાંની ઉપાડેલી છે; એમ દલીલ કરીને તેઓ પોતાના બચાવનો બહાદુરીભર્યો પ્રયત્ન કરે છે. અમારા ઉપર થતા જુલમો મટાડવા અમે સવિનયભંગનો ઠરાવ કર્યો એ કબુલ છે; પણ અમારી મહાસભાની બધી જ પ્રવૃત્તિઓને ગેરકાયદે ઠરાવવાનો જે ગુન્હો છે, તેમાં જે ગાંડપણ રહેલું છે તે કંઈ એથી ઓછું થઈ જતું નથી. એનાથી અમારી ગતિમાં અણધાર્યો વેગ આવ્યો છે, પણ એનું બહાનું બતાવીને આખો પ્રશ્ન ઉલટાવી શકાય તેમ નથી. ગાંધીજીના જાહેરનામાને

હિન્દી સરકારે જે જવાબ વાળ્યો છે તે તેમજ લૉર્ડ રેનાલ્ડશેનું ભાષણ એ બન્નેમાં સરકારે પોતાની હાર છુપાવવાનો જ પ્રયત્ન કરેલો છે.

૧૪ : ૨ : ૨૨—મંગળવાર

કૃષ્ણસ્વામી અને રામસ્વામી નાઇકર ગઇ કાલે સાંજરે આવીને એકલા જ મારી મુલાકાત લઇ ગયા. સાલેમથી બીજા આવનાર છે તે કોઈ આવી પહોંચ્યા નહોતા. આ મુલાકાતને અધુરી ગણીને બીજાઓને આજે મળવા દેવાની મેં જેલરને વિનંતિ કરી. આવી ગોઠવણ કરાવતાં શરૂઆતમાં જરા મુશ્કેલી પડી, પણ છેવટે મુશ્કેલી ટળી અને આજે બધાની સાથે મુલાકાત થઈ શકી છે. પુદુ પલય્યમ જમીનદાર અને કૃષ્ણસ્વામી ચેટ્ટીયાર પણ આવ્યા હતા. તે સિવાય આદિનારાયણ ચેટ્ટીયાર અને નરસિંહ આયંગર હતા. રામુ અને નરસિંહ પણ આવ્યા હતા. દુરાસ્વામી પણ. એટલે મંડળ પૂરું જામ્યું હતું.

મહાસભાની પ્રવૃત્તિમાં ભારે ભંગાણ પડયું છે. ગોરખપુરમાં તોફાન થયું તેનાથી બધી બાજી ઉંધી વળી ગઇ છે. અને વિગતવાર હકીકતો મળી નથી. બહારના વાતાવરણ સાથે કોઈ જાતનો સંબંધ નહિ એટલે અહીં બેઠાં આ બનાવ ઉપર કંઇ નિર્ણય બાંધી શકું નહિ, પણ મનમાં લાગે છે કે આટલે પહોંચ્યા પછી બધુ ઠંડું પાડી દેવાના ઠરાવ પર આવવું એ ખોટું છે. જે વખતે દમનનીતિ પૂર જોરમાં ચાલી રહી છે તે વખતે પ્રજા પાસે નીરસ કાર્યક્રમ મુકવો એ બધી કરી કમાણી ધૂળમાં મેળવી દેવા જેવું મને લાગે છે. પણ અત્યારે મારૂં હૃદય હતાશ થઇને ચીમળાઇ ગયું છે. આગળ ઉપર વધારે શાન્તિથી વિચાર કરીશ ત્યારે વસ્તુસ્થિતિ પર સાચો પ્રકાશ કદાચ પડે. અત્યારે તો પ્રભુપ્રાર્થના જ કરૂં. સારા સારા વિશ્વાસુ સાથીઓ હતા તે ઘણાખરા જેલ ગયા છે. હવે હું બહાર જઇશ ત્યારે બધું અહીં કરતાંયે સૂનું સૂનું લાગવાનું. ગાંધીજીને અત્યારે કેવું લાગતું હશે?

તેમના બધા સાથીઓને પકડી પકડીને પૂરી દીધા છે અને તેઓ એકલા છૂટા રહ્યા છે.

## ૧૫ : ૨ : ૩૨-ગુરુવાર

ઘણા પ્રાન્તોના મોટા મોટા આગેવાનો અને ખાસ કરીને અલીભાઇઓ આજે જેલમાં ગયા હોવાથી ગાંધીજીની પાસે હાજર નથી; આ પ્રજા એટલી બધી બેહાલ થઇ ગઈ છે કે તેની એકે બાજુ સાજી નથી. આવે વખતે ગાંધીજીના નિર્ણયોમાં આ આગેવાનોની ગેરહાજરીથી બધી બાજુઓનો વિચાર આવતો ન હોય એમ લાગ્યા કરે છે. એ લોકો બહાર હતા ત્યારે ફક્ત લાકડાનાં પૂતળાં જેવા લાગતા, પણ હવે તેમની ગેરહાજરીમાં તેમની કિંમત પિછાણી શકાય છે. સવિનયભંગના બધા વિચારો પડતા મુકીને એકદમ સભાસદો નોંધવાના કામમાં લાગી જવાનો-યુદ્ધ છોડીને શાન્તિનું કાર્ય કરવાનો નિર્ણય થયો છે તે બંગાળ, આંધ્ર અને સંયુક્ત પ્રાન્તને ભારે જબરો આઘાત પહોંચાડશે. તામીલ મદ્રાસે તો હરેક અંગમાં હજુ એટલી પ્રગતિ કરેલી નથી, છતાં તેને પણ બીજા પ્રાન્તો કરતાં પ્રમાણમાં સખ્ત પ્રહાર થવાનો છે. મુંબઈએ જેલ જવાની પ્રવૃત્તિ રંગમાં આવીને નથી આદરી એ કમનસીબ છે.

સવારે છ વાગે કોટડીનું બારણું ઉઘડ્યું ત્યાં સુધી આજે ઊંઘી રહ્યો. એટલે આજે પહેલી જ વાર મારી પ્રાતઃકાળની પ્રાર્થના પડી. બારણાં ખોલવા આવનાર અમલદારો આ બે ત્રણ કોટડીમાં અમારા માનની ખાતર ' ઉઠો ઉઠો ' એવા પોકાર નથી કરતા. જેલરે આજે સવારે આનંદથી ઉભરાતાં ઉભરાતાં મને કહ્યું કે અસહકાર ઊંધી ગયો; ગાંધીએ સવિનયભંગ થંભાવી દીધો છે. આ બાબતમાં હું તેની સાથે ઠાલી ચર્ચામાં ન ઉતર્યો. મેં ફરીયાદ કરી કે રાજદ્વારી કેદીઓ વિષે સુપરિન્ટેન્ડન્ટની જોડે જે સમાધાન થયું છે તે બરાબર પાળવામાં નથી આવતું. નવા આવનારાઓને સખ્તમાં સખ્ત મજુરી

સોંપવામાં આવે છે. બીજી શરતોને પણ માન આપવામાં આવતું નથી. જેલર દલીલ કરે છે કે શરતો પાળી શકાય તેવી નથી. આ બધામાં અણવિશ્વાસ જણાય છે. મને હમણાં જ ખબર મળે છે કે એક યુવકને પાણીનો પંપ ચલાવવાનું કામ સોંપ્યું હતું તેને હમણાં ઇસ્પીતાલમાં લઈ ગયા છે; તેને લોહીની ઉલટી થઈ છે. એ છાતીના દર્દવાળો છે.

જેલર ખબર આપે છે કે આખા પ્રાન્તના રાજદ્વારી કેદીઓને એક જેલમાં એકઠા રાખવામાં આવે એવો સંભવ છે. જેલના અમલદારોને માટે આ ગોઠવણ બહુ અનુકૂળ પડતી છે. તેઓને માત્ર એટલું જ જોઇયે છે કે તેમના સડેલા અને હેવાનીયતભરેલા તંત્રમાં બધું છતું કરે એવો પ્રકાશ બહારથી આવીને દાખલ ન થાય, સુધારા કરવાનો બૂરો પવન બહારથી અંદર દાખલ ન થાય. રાજદ્વારી કેદીઓ સામે એ સિવાય તેમને બીજું કશું વેર નથી.

મારા પડોશીનું 'લા ઇલ્લા' અને મારી મૂંગી પ્રાર્થના એ બેનો સંયોગ કેટલો સુન્દર બને છે! અને તેમ છતાં બે કોમોએ સામસામાં કેટલાં વેર બાંધ્યાં, કેટલાં ખૂન લીધાં, કેટલા જંગ કર્યા; અને હજુ યે બે કોમ વચ્ચે કેટલી ગેરસમજુતી ચાલુ છે!

## ૧૧ : ૨ : ૨૨–ગુરુવાર

હવે છુટવાના દિવસ નજીક આવતા જાય છે તેમ તેમ એ છુટાપણું મારે માટે કેટલું બધું આકરૂં થવાનું છે તે મને દેખાવા લાગ્યું છે. છુટીને હું આસપાસ નજર કરીશ ત્યાં શું જોઇશ? બધું ઉજ્જડ વેરાન. એક પણ પ્રેમી સાથી ક્યાંયે જોવા મળશે નહિ. એક મહિનો હજુ બાકી રહ્યો છે તેટલામાં જો કાર્યક્રમમાં કે પરિસ્થિતિમાં કંઇ ફેરફાર નહિ થાય, તો બહાર બધું ખાવા ધાતું હશે તેમાં મારાથી શી રીતે રહેવાશે એની જ મને તો ચિન્તા થાય છે.

આજે સાંજના છ વાગે ગાંધીજીના ઉપવાસની વાત સાંભળી. અસહકારની લડતમાં ભારે જબરો હલ્લો ચડાવવાની તૈયારી ચાલી રહી છે એમ લોકો જાણે છે, લડતના હેતુઓ તેમને માન્ય છે, અહિંસાનો ઉપદેશ અનેક વાર તેમના કાન ઉપર પડયો છે, એમ છતાંયે લોકો હિંસા કરશે જ એ ગાંધીજીએ ફરી એક વાર જોયું છે. એ હિંસામાં રહેલી કાયરતા અને પશુતાથી તેમનો આખો આત્મા થડકી ઉઠે છે.

ગાંધીજીએ કાં તો આ ખુનામરકીમાં મહાસભાના સ્વયંસેવકોનો હાથ નહોતો એટલી ખાત્રી થાય તો સંતોષ માનવો જોઇયે; અથવા તો લડતના હેતુઓ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારો લોકગણ પણ લડત લડનારાઓના જેટલો જ અહિંસા પાળનારો હોય એવી જે અસંભવિત શરત છે તેને હમેશાંને માટે કાઢી નાંખવી જોઇયે. અસહકાર પ્રત્યે સહાનુભૂતિ હિન્દુસ્તાનમાં એકેએકની છે, એટલે આ શરતનો અર્થ તો આ જ થાય, કે જ્યારે હિન્દુસ્તાનમાં અસહકારની લડત ચાલતી હોય ત્યારે દેશમાં કોઈ ઠેકાણે હિંસાના ગંભીર ગુન્હાઓ થવા ન જોઇયે. મહાસભાના સ્વયંસેવકોએ ખૂન કર્યા હોય કે કરવામાં ઉત્તેજન આપ્યું હોય અને ગાંધીજીએ લડત થોભાવી દીધી હોય અને પાંચ દિવસના ઉપવાસ આરંભ્યા હોય તો તે બરાબર છે, પણ તેમ ન હોય ને ગાંધીજીએ આવું પગલું લીધું હોય તો તેનો અર્થ તો એ જ થયો કે આ કાર્યક્રમ નૈતિક દ્દષ્ટિએ અશક્ય છે એમ ગાંધીજી કબુલ કરે છે.

ગોરખપુરનાં ટોળાંએ કરેલો ગુન્હો કેટલો ગંભીર છે તે હું પૂરેપૂરૂં સમજી શકું છું. મારા ગુરૂને વિષે મને સંપૂર્ણ શ્રદ્ધા છે, મારૂં હૃદય તેમની સાથે પ્રેમથી સંકળાયેલું છે, પણ આવા બનાવ બની જાય તેમાં જન્મસિદ્ધ હક્કોની જે લડત આપણે લડી રહ્યા છીયે તે શા માટે બંધ રહેવી જોઇયે તે હું સમજી શકતો નથી. ગોરખપુરના બનાવોથી લડત થંભાવવી પડે તો મલબારના અત્યાચારો

તેથી પે ચડતું કારણ હતું. ના ના, મને તો આ પગલું ભરાયું છે તેની યુક્તતા કે યંગ્યતા દેખાતાં નથી. હું અહીં જગતથી જુદો પડેલો છું અને મારી પાસે ખાસ વિચાર બાંધવાને કશાં સાધનો નથી એ ખરું છે.

પણ જ્યાં બુદ્ધિ સત્ય માર્ગ નથી દેખાડી શકતી ત્યાં ભગવાન માર્ગદર્શક બને છે. મને લાગ્યાં કરે છે કે પ્રજામાં હજુ પૂરતું બળ નથી આવ્યું કે ગાંધીજી વગર નભાવી શકે. ગાંધીજીની ગિરફતારી આજકાલમાં જ થવાની હતી. તે પ્રસંગ અટકાવવા સારૂ ઈશ્વરને આવા બનાવની યોજના જ કર્યે છુટકો હતો. વળી મને એમ પણ સુઝે છે કે પ્રજા પાસે જે બલિદાન માગવામાં આવે છે તે આપવાની શકિત હજુ તેનામાં આવી નથી; એટલે હમણાં કંઈક સમાધાની કરાવી દેવી એ ઈશ્વરની યોજના હોય. સમાધાની થવાની હોય તો હમણાં તેનો વધારેમાં વધારે સંભવ છે.

એ બધું ઠીક, પણ ગાંધીજીની હાલની પ્રકૃતિ અને તેમનું વય જોતાં પાંચ દિવસનો ઉપવાસ તેમને બહુ આકરો પડે એમ લાગે છે.

## ૧૭ : ૨ : ૨૨—શુક્રવાર

ગઈ રાતે તોબાહ પોકરાવી. સાત વરસ પહેલાં આવી જ હાલત ઘણી વાર અનુભવતો. આખી રાત દર્દને લીધે આંખ જ મળી નહિ. મનને રમાડવા સારૂ પાસે મીણબત્તી હતી તે સળગાવી અને મીણબત્તી ઉપર થોડું પાણી પીવા માટે તપાવતો બેઠો. આવા આકરા દમવાળાને માટે એકાન્ત કોટડી સારી નહિ. છતાં હમણાં હમણાં ધ્યાનનો મહાવરો ઠીક ઠીક પડયો છે (સન્તોષકારક થવાને તો હજુ બહુ વાર છે.) એટલે દુઃખ ભુલી જવામાં સરળતા પડે છે.

એવી ખબર આવી છે કે હકીમ અજમલખાને અને મૌલાના આઝાદ સોબાનીએ તોફાનવાળો પ્રદેશ જોઈને ત્યાંથી ગાંધીજીને જણાવ્યું છે કે આ રમખાણોને લીધે સામુદાયિક સવિનયભંગ અશકય થઈ પડયો છે; બારડોલીના હુમલાનો ચેપ આ બાજમાં

પણ પહોંચશે, માટે બારડોલીનો હુમલો રોકી દેવો. એવા સમાચાર પણ આવ્યા છે કે સ્વયંસેવકોની કેટલીક ટુકડીઓ ત્યાંની મહાસભાસમિતિએ વીખેરી નાંખી છે. આ સ્વયંસેવકોને વીખેરવામાં આવ્યા એ જો સરકારના દમનના ડરથી ન થયું હોય તો તેમાંથી સ્હેજે અનુમાન કાઢી શકાય છે કે તોફાનમાં મહાસભાના સ્વયંસેવકો સંડોવાયેલા હોવા જોઈયે. ગમે તેમ હો, પણ પ્રથમ દૃષ્ટિએ દેખાયું હતું તેના કરતાં હવે કારોબારી સમિતિએ લડત મોકુફ રાખી તેમાં વધારે ડહાપણ દેખાતું જાય છે.

આમ છતાં, સતત પ્રચાર કરતા રહેવાથી લોકમનને અહિંસામય કરી શકાય એમ જે ગાંધીજી કહે છે તેના ઉપર મારી શ્રદ્ધા ચોંટતી નથી. અહિંસાનો સિદ્ધાન્ત એટલી બધી વખત ઉપદેશાયો છે કે તેનો પાર નથી. છતાં કંઇક કારણ મળે છે કે તરત લોક રોષમાં આવી જાય છે.

ગમે તેટલો વખત થોભીશું, ગમે તેટલાં ભાષણો કરીશું, પણ ધાર્યું ફળ, આજ છે તેના કરતાં જરા પણ વધારે મળે એમ મને નથી લાગતું. હવે તો લોકોને દાખલા જોવા મળે, તેઓ પોતે તવાઇને શીખે તો કંઈક ફહાડો વળે. કોઇ દૂરને ઠેકાણે કંઇ તોફાન થાય, આપણી સાથે તેને કશો સંબંધ પણ ન હોય, તે છતાં લડત અટકાવી દેવાની નીતિ રાખીયે તો દાખલો બતાવવાની તક જ કદિ ન મળે. આજે જરૂર જ્ઞાનની નથી, તાલીમની છે. પ્રચારથી માત્ર જ્ઞાન આપી શકાય. તાલીમ તો જાતે કસોટીએ ચડીયે, પાછા પડીયે, દાખલો જોઇયે તેનાથી જ આવે.

આપણા પ્રથમના કાર્યક્રમમાં આપણે વગરવિચાર્યે ગજા ઉપરવટનો વેગ એક અગત્યના ભાગ તરીકે દાખલ કર્યો હતો. તેને કારણે આપણે ઓછી મુસીબતો વેઠી નથી, ઓછા પાછા પડયા નથી. આજે હવે 'પીછેહટ'નું કલંક અને ગેરલાભ આપણે સહન કરવાં પડે છે. લોકચિત્ત ઉપર પીછેહટનું પરિણામ એવું બૂરું આવે છે કે તેઓ પાસેથી પછી કંઇ જ કામ લઇ શકાતું નથી.

## ૧૮ : ૨ : ૨૨-શનિવાર

ઉપવાસ પછીના ગાંધીજીના કંઇ સમાચાર સાંભળવામાં આવ્યા નથી. કેદમાંથી છૂટયા પછી બધું કેવું સૂનકાર લાગશે તેના ખ્યાલથી ડરી રહ્યો તો હતો જ, તેમાં હવે વળી નિષ્ફળતાને પરિણામે બધું વાતાવરણ ઉદાસીભર્યું થઇ રહ્યું હશે. શું કામ કરવું એની સૂઝ જ નહિ પડે એ દશાથી હૃદય ચીમળાઈ જાય છે. જે અંધકાર આપણી આસપાસ વ્યાપી વળ્યો છે તેમાંથી કેવી રીતે હવે ઉગરવું, ક્યાંથી પ્રકાશ પામવો એ જ મને સમજાતું નથી. આપણે અસહકારીઓએ જે જબરી કુરબાનીઓ કરી છે તેનું ફળ 'સુધારા'ના એક બે વધુ તબક્કામાં જ સમાપ્ત થવાનું છે શું? એટલું જ જોઇતું હોત તો આ હજારો કુટુમ્બોએ સ્વરાજ્યની મોટી આશામાં ઘોર સંકટો સહ્યાં તેની કશી જરૂર નહોતી. જીવનમાં ધીરજ અને સન્તોષ રાખીને હળવે હળવે જૂની ઘોરણસરની ચળવળ કરતા બેઠા હોત તોયે એટલું તો મેળવી શકયા હોત. આત્મશુદ્ધિ થઈ છે, બલવૃદ્ધિ થઈ છે એમાં શક નથી, પણ આપણો આ આધિભૌતિક જીવ સંતોષાય એવું કંઇ જ આપણે નથી ભાળ્યું; અને જે થોડુંઘણું મળ્યું છે તેમાં સોના કરતાં ઘડામણ પાર વિનાનું મોઘું છે. ના ના, વડી સરકારનાં કે પ્રાન્તિક સરકારનાં તંત્રોમાં થોડાક ફેરફારો થાય એટલાથી સન્તોષ માનીને આ મહાન ધર્મયુદ્ધને રોકી દેવાનું મારાથી તો નથી બનવાનું. પ્રજા બહુ જ નિર્બળ થઇ ગઇ છે, કંગાલ દશામાં આવી પડી છે. એક જ હુમલે જીત મેળવી લે એવી તેનામાં તાકાત નથી. આ ધર્મયુદ્ધનો અન્ત આવે તે પહેલાં તો આપણે અનેક લડાઇઓ કરવી પડવાની છે, અને દરેક લડાઈ પછી થાક ખાવા માટે થોડીક શાન્તિની પણ જરૂર છે.

મધરાતે થોડીક દવા લીધી ત્યારે દમ શાન્ત પડયો ને આંખ મળી. વચ્ચે એક બે વાર તકલીફ પડી; પણ તોયે ઠીક આરામ મળ્યો.

આંધ્રવાળા મિત્રો પાછા પોતાની બધી તકરારો મને કહેવ
છે. સમાધાની વખતે આપેલાં વચન સુપરિન્ટેન્ડન્ટે પાળ્યાં
એ એમની ફરીયાદ છે. સજા ટીપવાળાઓને રોજ ન્હાવાધોવ
સગવડ હજુ મળી નથી, જુદા રસોડાની ગોઠવણ પણ કરી આપવ
આવી નથી એ તેમની મુખ્ય ફરીયાદો છે. તેઓ માત્ર કઢી જ
બનાવી લેવા માંગે છે. પણ જેલવાળાઓ કહે છે કે બધી રસોઈ તર
મેળે કરી લો તો જુદું રસોડું મળે. બધી રસોઇ કરવી એ તો
કામ કહેવાય. એ લોકોને ગભરાવીને તેમની હઠ છોડાવવી એ
હોવો જોઇયે. રસોડામાં કે સીધાસામાનમાં કંઇ ફેરફાર થાર
જેલવાળાઓને પસંદ નથી. શ્રી. ચૌધરીનું એ વચન છે અને
તો ખરૂં લાગે છે. હવે આંધ્રવાળાઓને મારે શી રીતે મદદ
એ મને કંઇ સુઝતું નથી. જુદું રસોડું જોઇયે તે બધી જ ર
પોતે કરી લે નહિ તો જુદી સગવડ ન જ મળે એમ જેલવાળ
કહે છે, તેમાં તેમના અન્તરમાં ગમે તે હેતુ હશે, પણ બહારથ
તે દલીલ યુક્તિયુકત હોય એવી લાગે છે.

ઇન્સ્પેકટર જનરલની પધરામણી થવાની વકી છે તેથી
ગોગરદમથી ધોળવામાં આવે છે. ('ધોળવા'નો શબ્દાર્થ જ લે
અમારા ભીસ્તી નારણસ્વામીને બિચારાને ઠીક લ્હાવ મળે છે. બિ
જીવની મૂળ ટીપ તો પૂરી થઇ ગઇ છે. હવે દંડની ટીપ
બાકી રહી છે.

એક જુવાન કેદી અહીં છે તે કેદ–કેદીના સવાલની
સુન્દર રજુઆત કરે છે. તેને છૂટવા આઠ ૯ દિવસ રહ્યા છે. પ
વારનો જ તેનો ગુન્હો હતો. તેણે કોઇકની પાસેથી કંઇ મઝેનું
જોઇને તે બે રૂપીયામાં ખરીદ્યું હશે. પેલો ચોર નીકળ્યો. ચોર
પકડાયો નહિ, પણ આ છોકરો પકડાયો ને તેને ટીપ ચોંટી.
દયામણે ચ્હેરે પૂછ્યું: "અહીંથી જેટલા જાય છે તેમને
પકડીને પાછા અંદર લઇ આવે છે. આનું શું કરવું?"

પોતાને તો તે કહે એટલી બધી મુશ્કેલી કંઈ નથી. “ મારે તો ગામ છે, આ છે, અમારું કુટુમ્બ બહોળું છે. બાપે જમીન ખેડીયે છીયે. મારે તો મોટાં કુટુમ્બની ઓથ રહી, એટલે મારા ઉપર બીજો આરોપ કોઇ મુકી શકનાર નથી. પણ કોઇ એકલદુકલ હોય, મજુરી કરીને પેટ ભરી ખાતો હોય તેની શી દશા? એના ભાગ્યમાં બહાર જવાનું તે માથું અંદર આવ્યાં કરવાનું. પછી જૂના જોગી તરીકે કાળી ટોપીનો શણગાર માથે ધારણ કરવાનો. જેલી જીંદગીમાં યે જેટલું સુખ મેળવી શકાય તેટલું મેળવવું એ જ એની એક આશા.” ઘણાખરા કેદીઓ તો મગરમસ્ત જેવા એદી જ હોય છે અને કામ ટાળતા ફરે છે. તેમને પાંસરા કરવા સારૂ જેલની અત્યારની દેખરેખ કરતાં કેટલીયે વધારે ચોકસાઈભરી દેખરેખ જોઇયે. પણ કેટલાક કેદીઓ ખરેખર એવા મહેનતુ હોય છે, કામ કરવામાં એવા હોશીયાર અને સાચુલા પણ હોય છે, બળાત્કારને લીધે દારૂ નહિ, બીડી નહિ—કોઈ જાતના વ્યસન કે પાપ વગરની એવી સંયમી જીંદગી ગાળે છે, કે જ્યારે એ બધો ઢસરડો તેઓ તદ્દન વગર-અર્થનો જ કરે છે એમ જોઈયે છીયે ત્યારે મનમાં બહુ જ દુઃખ થાય છે. આ જ લોકો આવી શુદ્ધ અને આવી સંયમી જીંદગી જો પોતાને ઘેર રહ્યા રહ્યા ગાળતા હોય તો તેઓ સહકુટુમ્બ સહપરિવાર કેવા સુખીયા અને આબાદ બની જાય! આ જ મહેનતુ કેદીઓમાંનો કોઇક છુટીને બહાર જતો હશે કે પહેલો દિવસ તો આનંદઓચ્છવમાં ને દારૂમાં તર થવામાં જ ગાળતો હશે. પછી જેલનો બધો સંયમ પાણીમાં અને તે પેલો પાછો ‘એ રામ એના એ.’

આજે વજન લેવાયું. ૧૦૧ રતલ કાયમ છે.

### ૨૦ : ૨ : ૨૨—સોમવાર

**આજ** સવારમાં ઉઠતાંવેંત પહેલી વધાઈ એ છે કે જેલા-ધિરાજની સવારી આવતી કાલ પર મુલતવી રહી છે. આવતી કાલે

સવારના એક કેદીને દેહાન્ત દંડ કરવાનો છે એટલે તે પણ જોવાય અને તે જ સવારે જેલની પણ તપાસણી એગાએગી કરી લેવાય એટલા માટે આવી ગોઠવણ કરી છે. ફાંસી આપવાનું કામ સવારના છ પહેલાં પતાવી દેવાનું હોય છે એટલે એ માટે તેને વ્હેલું ઉઠવાનું. પાછું તપાસણી માટે યે વ્હેલું ઉઠવું પડે. એટલે અઠવાડીયામાં બે દિવસ પરોઢીયાની મીઠી ઉંઘ ખોવી એ કોણે કહ્યું?

આપ્પાદુરાઇ નામના બટલરને આવતી કાલે ફાંસીએ ચડાવવાનો છે. ફાંસીવાળા બે જોડીદારોની વાતો રોજ રાત્રે મને સંભળાતી. સીપાઇઓ હાંક મારતા: "આપ્પાદુ આપ્પાદુ;" "નાગય્યા નાગય્યા." તેઓ પોતપોતાની કોટડીમાં પડ્યા પડ્યા ઘાંટા તાણીને વાતો કરતા જ હોય. મને ઉંઘ આવી જાય ત્યાં સુધી તેમના ગપાટા ચાલતા જ હોય. દરોગાઓ આવા ફાંસાવાળાઓને વધારે છુટ આપે છે, કારણકે જે લોકોને કાયદાની પોથીમાં લખેલી ભારેમાં ભારે સજા મળી હોય તેમને માટે તેના કરતાં આકરી બીજી સજા તેમને શોધી જડી નથી. "નાગય્યા" એ બૂમ થોડા મહિના પહેલાંની શમી ગઈ છે; કારણ કે એક રળીયામણા પ્રભાતે એ બિચારાને ફાંસીને લાકડે લટકાવી દેવામાં આવ્યો હતો. હવે વાતો કરવામાં આગેવાની સીપાઇની છે. તે થોડા દિવસપર કહેતો હતો કે નાગય્યા સ્વર્ગમાં રહે છે અને ભગવાનની પાસે બેસીને ધરાઇને ભોજન કરે છે.—જેલમાં ખાવું એ એક ઉત્સવ જ છે. જે અમારી જેલમાં આવશે તે આ જોશે. બે ત્રણ દહાડા વીતી ગયા એટલે નાગય્યાનું નામ સંભળાવું બંધ થઇ ગયું. આવતી કાલથી આપ્પાદુ પણ એમ જ હતો નહતો થઇ જવાનો. હું ભૂલતો ન હોઉં તો આપ્પાદુ પોતાની પાછળ દશ બાળકોનો પરિવાર મુકતો જાય છે.

જેલના અત્યાચારોમાં એક એ છે કે જેને ફાંસીએ ચડાવે છે તેને આગળથી ખબર આપી રાખતા નથી. આ દોષ સુધારી લેવાની જરૂર છે. પોતાને ક્યારે દોરી જવાના છે એની બિચારાને કશી

ખબર હોતી નથી. હાઇકોર્ટને અપીલ કરી હોય છે, સ્થાનિક અને વડી સરકારોને અરજીઓ કરેલી હોય છે તેના જવાબ આવતા સુધી અઠવાડીયાં કે મહિનાઓ તેને આ દશામાં પડયા રહેવું પડે છે. મોતને નજીક આવતું દેખીને શરૂશરૂમાં તેના મનમાં જે પવિત્રતા આવી ગઇ હોય એ આ ઢીલથી ધોવાઈ જાય છે, અને પછી કોઇ જાતની ધાર્મિક વિધિ કર્યા વગર, પ્રાર્થના કે નામસ્મરણ કરવાની તક આપ્યા વગર એક સવારે અણુચિન્તવ્યો તેને ઉપાડવામાં આવે છે, હાથ બાંધીને લઈ જાય છે, ફાંસી પાસે ઉભો રાખીને તેના પગ સાંકળથી બાંધે છે, માથા ઉપર ટોપી ઓઢાડી દે છે અને થોડી મિનિટમાં પાટીયું 'પટ' કરતું નીચેથી સરકી જાય છે: તેની જીવનલીલા સમાપ્ત. ઘણુંખરૂં તેનાં સગાંવ્હાલાંઓને પણ ખબર હોતી નથી, એટલે પ્રેત લેવા સારૂ તેઓ પણ આવ્યાં હોતાં નથી. પ્રેતનો કોઇ માલીક નથી એવી નોંધ દાખલ કરીને જાહેર હિતને અર્થે એ શબનો જે થઇ શકે તે ઉપયોગ કરવામાં આવે છે—ઘણે ભાગે વૈદકીય કૉલેજમાં લઈ જઇને તેની વાઢકાપ થાય છે. ધર્મની કંઇ વિધિ થાય છે કે નથી થતી તેની નોકરશાહીના આડતીયાને શી પડી છે? હા, તે માટે સરકારનો ચોખ્ખો હુકમ આવેલો હોય તો તે નોકરશાહીની તાલીમ તરીકે તેનો અક્ષરસઃ અમલ કરે.

આપ્પાદુરાઇ ખ્રિસ્તી હતો. પણ તેમાં શું થઈ ગયું? ખ્રિસ્તી ધર્મ એ સરકારનો માનેલો ધર્મ છે ખરો, પણ નોકરશાહીના નોકરને તેનું શું મહત્ત્વ? તેના શબેતા મુજબના વહેવારમાં ખ્રિસ્તી ધર્મ દખલ ન કરી શકે. તેનો ધર્મ છે 'સરકારી હુકમ.' અને આ 'સરકારી હુકમો' વખતોવખત કાઢવામાં આવે છે તે એવી સાવચેતીથી કાઢવામાં આવે છે કે તેનો અમલ કરતાં ગોરા અમલદારોને બિલકુલ જોખમ કે તકલીફ ન પડે, અને બીજા અમલદારો—જેઓ ૨૦૦ રૂપીયાથી ઉપર માસિક પગાર ખાનારા હોય–તેમને પણ ન ચાલે તેટલી જ તકલીફ પડે. વસ્તુસ્થિતિ જોઇયે

તો નોકરશાહીતંત્રમાં જવાબદારીનો મહાન સિદ્ધાન્ત એવો હોય છે કે કંઈ પણ ગેરબનાવ બને તેને માટે નીચામાં નીચા દરજ્જાના નોકરો હોય તેમને માથે બધી કુલ જવાબદારી; બાકીના અમલદારો બની શકે તેટલા નિરાળા ને નિર્દોષ. જેમ મોટો તેમ વધારે બેજવાબદાર—આ નોકરશાહીનો મૂળ મંત્ર.

આપ્પાદુરાઈ દેહત્યાગ કરે તે પહેલાં ઇશ્વરનું સ્મરણ કરીને શાન્તિ મેળવે કે ન મેળવે એનો સ્હેજ પણ વિચાર કરવાનું જેલ-વાળાઓનું કામ નહિ. તેમની ફરજની બહારની એ વાત છે: નક્કી કરેલે વખતે બરાબર ફાંસીના હુકમનો અમલ કરવો, તેમાં કંઈ મીનમેખ થવા દેવું નહિ, એટલી તેમની ફરજ.

ગરીબ બિચારા નૈનામલાઇ કોણુનની અરજી સ્થાનિક સરકારે નામંજુર કરી છે. સરકારનું આ ખાતું કોણ જાણે કોના હાથમાં છે, પણ તે માણસ અત્યન્ત કાળજી વગરનો અને હૃદય વગરનો હોય એમ જણાય છે. મનુષ્યજીવન અમૂલ્ય છે, પણ નોકરશાહી તેની જુદી કિંમત આંકે છે. આ માણસ ફક્ત ૨૦ વરસનો કાચો આદમી છે. તેની સામેનો પુરાવો એ કેવળ અનુમાનજન્ય જ છે. તેની પાસેથી ઘરેણાં પકડાયાં તે મરનાર પહેરતી તે હોય પણ, છતાં આ માણસ ખરો ખૂની છે કે ફક્ત ઘરેણાં ચોરવામાં ખરા ખૂનીનો મદદગાર માત્ર જ છે એ કોઈ જાણતું નથી. આ દુર્ભાગીની અગાઉની ચાલચલગત સારી હતી. આવા સંજોગોમાં ઓછામાં ઓછું આટલું તો કરવું જ જોઈતું હતું કે તેને ૨૦ વરસની લાંબી કેદ આપવી અને તે પૂરી કર્યાં પછી ૪૦ વરસની ઉમરે તેને સ્વતંત્ર જીંદગી ગાળવાની તક આપવી.

## ૧૧: ૨: ૨૯—મંગળવાર

**આજે** સવારના બહુ વહેલો જાગી ગયો. કદાચ પેલાને ફાંસીએ ચડાવવાના છે તેના વિચારથી ઉંઘ ઉડી ગઇ હશે. હું મારી પથારી-

માં પ્રાર્થના કરતો બેઠો હતો. બાજુની કોટડીમાં મહમ્મદ યાકુબ પણ અઝાન પોકારતા હતા. સીપાઇ વારે વારે પૂછતો હતો "એ લોકો આવ્યા કે નહિ; આવ્યા કે નહિ ?" આખરે થોડી મિનિટ રહીને તેઓ આવ્યા. એ થોડી મિનિટો બહુ લાંબી લાગતી હતી. બિચારાને હાથકડી કરીને ઉપાડી જવામાં આવ્યો. હું દેખી શકતો નહોતો, પણ એ લોકોનાં પગલાં મને સંભળાતાં હતાં. થોડી વાર પછી મુખ્ય દરોગા રોજની પેઠે ફરતો ફરતો મારી કોટડી પાસેથી પસાર થયો. હું સમજી ગયો કે અપ્પાદુરાઇની દોરી કાયદાની રૂએ તોડાઇ ચુકી. ઇશ્વરનું આપેલું તે માણસે જાણીબુઝીને હરી લીધું. જે કર્યું છે તે ન્યાય્ય છે, સત્ય છે એ પાછી તેની માન્યતા. પણ આ એક જીવ ગયો તેના ઉપર આટલી બધી ફિલસુફી હું કયાં ડોળવા બેસું ? માણસો હરહમેશ લાખો જીવનો નાશ કરે છે અને તેનો તેમને વિચાર સરખો આવતો નથી, ત્યાં આ એક દાખલો શી વિસાતમાં ? જનાવરોના જીવ પણ માણસના જેવા જ છે. દરરોજ કરોડોની કતલ ચાલી રહી છે, તે બધાના આર્તનાદ પરમેશ્વરના દરબારમાં ગાજે છે કે ત્રાહિ મામ્.

શ્રી. એસ. શ્રીનિવાસ આયંગર આજે જેલની મુલાકાતે આવ્યા હતા. મારી સાથે લાંબી વાર વાતચીત કરી, બીજા અસહકારી કેદીઓને પણ મળ્યા અને પછી સુપરિન્ટેન્ડન્ટ સાથે થોડી મિનિટ વાત કરીને વેલોરની સબ-કોર્ટમાં તેમનો કંઇ કેસ હશે તે માટે ચાલ્યા ગયા. ગાંધીજીએ લડત અટકાવી દીધી તે તેમને પસંદ નથી, પણ તેમને શું પસંદ છે તે કંઈ મને સમજાયું નહિ. સામુદાયિક સવિનયભંગની તે વિરૂદ્ધ છે, વ્યક્તિગત ભંગ કરીને લોકો જેલ પૂરી દે એ પણ તેમને પસંદ નથી; છતાં તેમને અંદરથી કંઇક એવું લાગતું જણાય છે કે લડતનો કાર્યક્રમ તો કંઇક ઉત્તેજક હોવો જોઇએ. તેમની આ લાગણીનું પૃથક્કરણ કરવું કઠણ છે, પણ આવી મિશ્ર લાગણી તેમના મનમાં છે એમાં શક નથી. પોતાના મતને

તર્કયુક્ત ભાષામાં વ્યક્ત કરવાનો તેમણે ઘણો પ્રયત્ન કર્યો, પણ મને કંઇ એ બધું ન સમજાયું. હું ગ્રહણ કરી શક્યો તે કંઈક આવું: લોકોએ જેલ જવું જોઇયે અને લડત જારી રાખવી જોઇયે, પણ બધાએ જેલ જવું ન જોઇયે. જેલ કોણે જવું તેની બહુ ઝીણવટથી ને ડહાપણપૂર્વક ચુંટણી કરવી જોઇયે કે જેથી બહારનું પ્રચારકાર્ય ઢીલું પડે નહિ. તેમણે ભારપૂર્વક જણાવ્યું કે હમણાં મને વધારે વધારે આશા બંધાતી જાય છે. તેમણે મને નૅશનલ ક્લબની વાત કરી. મને લાગે છે કે આ ક્લબ પાસે કંઇ રચનાત્મક કાર્યક્રમ નથી ત્યાં સુધી નવો પક્ષ તો તે ઉભો નહિ જ કરી શકે, એટલે ક્લબનો ઉદ્દેશ મહાસભાના કાર્યમાં દખલ નાંખવાનો જ હોવો જોઇયે.

## ૨૨ : ૨ : ૨૨–બુધવાર

**આ** જેલ બહાર જઇશું તે પહેલાં અમે સાવ બગડી જવાના છીયે એવી મને ધાસ્તી લાગે છે. અમારામાંથી કેટલાકનું વજન બહુ જ ઘટી ગયું છે. તેમને હવેથી માણસ દીઠ અરધા આનાની છાશ રોજ મળનાર છે; પાછળથી ઘટાડીને પા આનાની મળશે. છાશ એકલું પાણી જ હશે, પણ તેવીતેવીયે તે ઘરના જીવનની ગંધ ને ઘરનું વાતાવરણ ખડું કરશે.

આન્ધ્રવાસીઓને છેવટે જુદા રસોડાની સગવડ મળી છે. શ્રી લક્ષ્મીનારાયણ કહે છે કે સવારની કાંજી સિવાયનું બધું રાંધવાની—અને તે બધા અસહકારી કેદીઓનું નહિ, પણ માત્ર આંધ્રવાળાઓનું જ રાંધવાની–સગવડ કરી આપવાનું સુપરિન્ટેન્ડન્ટે તેને વચન આપેલું. મેં સૂચવ્યું છે કે ફક્ત કોલમ્બુ જ જુદું કરી લેવું અને તેમાં તિરુવન્નમલાઇ લોકોને પણ ભેળવવા; પણ એ કહે છે કે ઉપર પ્રમાણેનું સુપરિન્ટેન્ડન્ટનું વચન મળેલું હોવાથી મારી સૂચના પ્રમાણે તેઓ ન કરી શકે. જેલરે મને કહ્યું છે કે એકલું કોલમ્બુ તે લોકો ભલે કરે, અને તેમાં તિરુવન્નમલાઇ લોકોને

મોકલે. આ બાબતમાં હું વચ્ચે પડવા નથી માગતો. શ્રી લક્ષ્મીનારાયણ આન્ધ્રવાસીઓની મરજીઅનુરૂપ જે કરવું હોય તે ભલે કરતા.

## ૨૪ : ૨ : ૨૨—શુક્રવાર

ઉપર કહેલો રસોઇનો ઝગડો હું સન્તોષકારક રીતે પતાવી શક્યો છું. તિરુવન્નમલાઈ લોકો સુદ્ધાં બધા જ અસહકારી કેદીઓને જુદું રાંધી લેવાનો લાભ મળશે. આ રીતે રાંધેલું કોલમ્બુ મેં ચાખી જોયું છે. સાધારણ કેદીઓને માટે તૈયાર થાય છે તેનો ને આ કોલમ્બુનો સામાન તો બધો સરખો જ લેવામાં આવે છે, છતાં આમાં આટલી બધી મીઠાશ કેમ? આ બાબતની તપાસ કરવાનું અને રસોડામાં ચાલતી ચોરી અને રૂશ્વતનો અન્ત આણી કેદીઓનું આ મોટામાં મોટું સંકટ નિવારવાનું કોઇને નહિ સુઝે? અસહકારીઓ કેદખાનામાં આવ્યા છે તે જુદા અને ઘણા મોટા કારણે આવેલા છે. એટલે જેલી વહીવટની શુદ્ધિ કરવાના આવા સવાલ તેઓ આગળ પડીને ન ઉપાડી શકે. તેઓ સહકારને રસ્તે ચાલનાર રાજદ્વારી લોકોને સુધારણાનું કામ માત્ર ચીંધી જ શકે.

હિરોઝ ઑફ ધી નેશન (પ્રજાકીય મહાપુરુષો) એ પુસ્તકમાળાનું મારગોલીયન્થનું મહમ્મદચરિત્ર પૂરું કર્યું. કૃષ્ણ છેલ્લા અહીં આવેલા ત્યારે મારે માટે આ પુસ્તક મુકતા ગયેલા. લેખકે પયગમ્બરને સંતોષ-કારક ન્યાય આપ્યો નથી. પુસ્તકમાં પયગમ્બરને મહા બુદ્ધિશાળી અને મહત્ત્વાકાંક્ષી તરીકે ચીતર્યા છે. રાજદ્વારી મહાલોભના કેન્દ્ર ઉપર જ જાણે પયગમ્બરનું આખું જીવન રચાયું હોય એ રીતે તેમના જીવનરહસ્યનો અર્થ બેસાડવામાં આવ્યો છે. ચરિત્રલેખક માને છે કે પયગમ્બર તેના પોતાના જેટલો જ નાસ્તિક હતા, એટલે પોતાની સમજ પ્રમાણે તેણે અર્થ કાઢયો છે કે પયગમ્બરનું આખું જીવન—તેમનું જીવનરહસ્ય એ પોતાના સ્વાર્થની સિદ્ધિને માટે કોઈ મહત્ત્વાકાંક્ષી પુરુષ ઉગ્ર પ્રયત્ન કરે તેવો એક પ્રયત્ન માત્ર છે, અને લેખકની દૃષ્ટિએ પયગમ્બરનો સ્વાર્થ ખુદાનો સંદેશો દુનીયાને

પહોંચાડવાનો નથી, પણ એક જબરા રાજ્યના માલિક બનવાનો છે. ચરિત્રકારનો સિદ્ધાન્ત એ છે કે મહમ્મદના પ્રયત્નનો બધો ઝોક દુનીયામાં નામના અને સત્તા પ્રાપ્ત થઇ જાય તે દિશામાં જ વહેતો હતો. લેખકે રજુ કરેલા આખા ચરિત્રના અણુએ અણુની અંદર વક્રોક્તિ જેવો કંઇક ભાવ ભરેલો છે. લેખકમાં પોતામાં ધાર્મિકતાનો અભાવ હોવાથી સાંસારિક ઉન્નતિ સિવાય બીજો કોઈ પણ ખ્યાલ મનુષ્યને મહાન કૃત્યો આદરવાને પ્રેરી શકે છે એ વાત તેની બુદ્ધિને અગમ્ય છે. મહમ્મદની જીવનકથા બિનમુસલમાન ધાર્મિક માણસ લખવા બેસે તોયે ગોથાં ખાય, તો પછી એક નાસ્તિક નર તો તેના રહસ્યને કયાંથી જ ઉકેલી શકે ?

ઈસ્લામના બાલ્યકાળનું વર્ણન ચરિત્રકારે કરેલું છે. તેમાં તેનું મગજ એક ઉંધી જ કલ્પનાના રોગથી પીડાતું હોય એમ જણાય છે. તે માને છે કે ઈસ્લામના પહેલાંના દિવસોમાં આરબ લોકોની પૂજાસેવાની અંદર અલ્લાહ એક હોવાનો વિચાર બિલકુલ હતો નહિ. ખરી તવારીખ જાણનારાઓ તો જાણે છે કે અલ્લાહની કલ્પના આરબોમાં હતી જ, પણ આ લેખક અનુમાન દોડાવે છે કે એ કલ્પના યહુદીઓ અને ખ્રિસ્તીઓના સંસર્ગથી ઇસ્લામમાં ઉતરી આવી છે. હિન્દુઓ જેવા બહુદેવપૂજકોના પણ ખ્યાલમાં ઉતરી શકે એવી વાત છે કે એક અને અદ્વિતીય બ્રહ્મની કલ્પનાનો અનેક દેવદેવીઓની મુર્તિપૂજા સાથે કેવો અવિરોધ છે; પણ આપણા ચરિત્રકારે ધારી લીધું છે કે આરબોના ધર્મમાં અર્થ-વગરના વ્હેમો સિવાય બીજો કશો સાર હતો નહિ, અને એક-અલ્લાહનું તત્ત્વજ્ઞાન મહમ્મદે દાખલ કર્યું તે યહુદીઓ તથા ખ્રિસ્તી-ઓની નકલ છે. પોતાનું માનેલું લોકોને મનાવવા વાસ્તે ફાવે તેવા ઈલાજ મહમ્મદ લેતા એવું તેમનું વર્ણન કરવામાં આવ્યું છે. લેખક વારંવાર જૉસેફ સ્મિથની જોડે પયગમ્બરની સરખામણી કરે છે, અને ભારે સજ્જડ સરખામણી મળી ગઈ હોય તેમ હરખાય છે. સ્મિથ મોરમોનિઝમ નામના પંથનો સંસ્થાપક હતો. મહમ્મદ તેના જેવો જ

પક્કો અને દાવપેચનો ખેલાડુ હતો—તેનાથી યે ચડી જાય એવો હતો એમ લેખક જુએ છે. મહમ્મદ પર જ્યારે જુલમ ગુજરવા લાગ્યો ત્યારે તેણે નાસીને પડોશના એકાદ ખ્રિસ્તી રાજ્યમાં આશ્રય કેમ ન લીધો? તેનું એ જ કારણ કે સલામતીને ખાતર કોઇની તાબેદારી કબુલ કરવાને તે તૈયાર નહોતો. તેનો હેતુ સલ્તનત સ્થાપવાનો હતો. ચોપડીમાં આવી આવી કેટલીયે નીતિવિરુદ્ધની વાતો ભરેલી છે. મહમ્મદ પોતાના મતનો એટલો બધો પ્રચાર કેમ કરી શકયો તેના આવાં અનુમાનોથી અર્થના અનર્થ કરેલા છે. મહમ્મદનો મળતાવડો સ્વભાવ એ ચરિત્રકારની નજરે બડી પક્કાઈ અને ચતુરાઇને રૂપે દેખાય છે; મહમ્મદની શાન્ત વૃત્તિનો તે એવો અર્થ કરે છે કે એ તો લાગ આવવાની રાહ જુએ છે.

ચરિત્રમાં મદીનાની હીજરતનો પ્રસંગ આવે છે ત્યાં ચરિત્ર-કારની નાસ્તિકતા અને તેનો વિરોધ બહુ જ ખુલ્લાં પડી જાય છે. લેખક નિસાસો નાંખીને કહે છે કે મક્કામાં એક પણ માણસ એવો ન નીકળ્યો કે જે તેનું કાસળ કાઢી નાંખે અને તેની જવાબદારી માથે ઉઠાવે. મહમ્મદનું બૂરૂં ઇચ્છનારા તો ઘણા હતા, પણ આટલી હિંમત કોઈમાં ન હતી. મક્કામાં તે વખતે કોઈ એવી અદાલત પણ ન હતી કે જેની પાસે મહમ્મદને ઉભો કરી શકાય. (જેમ ઈશુને કરવામાં આવ્યો હતો. લેખકની હોંશ તો એ પણ હશે કે તેને ઈશુની જેમ ક્રૂસે ચડાવ્યો હોત તોયે ઠીક.) મારાઓના હાથથી બચવાનો જે પ્રયત્ન થયેલો તેના વર્ણનમાં પણ લેખક પોતે કેટલો નિરાશ બન્યો છે તે ભાવ દેખાઈ આવે છે. મહમ્મદની જગાએ તેનો કામળો ઓઢીને અલી સુઈ રહ્યા હતા. મારાઓ આવ્યા ને અલી પકડાયા તો તેમણે તેને બ્હાના તરીકે જ પકડી રાખવો જોઇતો હતો. પણ લેખક હતાશ થઇને કહે છે કે એ લોકો ભારે ઉદાર બની ગયા ને હાથમાં આવ્યો તેનેયે છોડી દીધો. અલીની હિંમતની ને વફાદારીની સ્તુતિનો એક શબ્દ ન મળે! જ્યારે જ્યારે મહમ્મદનું ખૂન કરવાનું કાવતરૂં ફુટી જાય છે ત્યારે ત્યારે ચરિત્રકાર કેટલો

હેરાન હેરાન થઈ જાય છે તેનો એક બીજો દાખલો અબરાદ ને અમીરની કથા વખતે મળે છે. મક્કામાંથી નાસીછૂટીને એક ગુફાનો આશ્રય તેમણે લીધેલો, અને આમ તેઓ પાછળ પડનારાઓની નજર ચુકવી શકયા હતા. તે પ્રસંગમાં રહેલી અદ્‌ભુતતા જોવાને ચરિત્રલેખક તૈયાર નથી. તે પ્રસંગનું વર્ણન કરવાને તે તો 'કેદખાનામાંથી નાસી ગયેલા ગુન્હેગારો' એવી જ ભાષા શોધી કાઢે છે! મહમ્મદની ફતેહ પર ફતેહ જોતો જાય છે તેમ તેમ લેખકની નિરાશા પણ વધતી જાય છે, અને તે યહુદીઓના ભોળપણ માટે વધારે ને વધારે ચીડાતો જાય છે. તે કહે છે, 'આ યહુદી લોકોમાં જો કંઇક નિશ્ચિત યોજના હોત, કંઈક હિંમત હોત, દૃઢતા હોત તો જે વખતે મહમ્મદ લોકોમાં અપ્રિય થઈ પડચો હતો, નિન્દાતો હતો તે વખતનો તેમણે લાભ લઈ લીધો હોત અને તેઓ તેનું કાસળ કાઢી શકયા હોત.'

રાષ્ટ્રોના મહાપુરુષોનાં જીવનો પ્રગટ કરવાની યોજના ઘડનારાઓએ પોતાના ચરિત્રનાયક પ્રત્યે ઝેરથી ઉભરાતા આવા માણસને કેમ પસંદ કર્યો હશે એ સમજાતું નથી. આખી ચોપડીમાં જે એકતાર રહેલો છે તે એ છે કે મહમ્મદને એક રાજદ્વારી સાહસ ખેડનાર તરીકે ચીતરવો, તેને નીતિઅનીતિથી જેટલો વેગળો બતાવી શકાય તેટલો બતાવવો, મનમાં પોતાનાં સાહસોના ઘાટ ઘડતો અને તે ઘાટોને ફાવે તેવા ઇલાજો વડે પાર પાડતો તેને ચીતરવો. શ્રદ્ધાબળ, અલ્લાહનું ધ્યાન, ધાર્મિક ઝનૂન અને ઉંચા ગુણવાળું વ્યક્તિત્વ એમાંનું કંઈ આ જીવનચરિત્રમાં સ્થાન પામી શક્યું નથી. મહમ્મદને વખતોવખત મળતી ફતેહનાં કારણ લેખક પોતાને રૂચતાં જ શોધી કાઢે છે. દગોફટકો, લાંચરૂશ્વત, સ્વાર્થ, ભેદનીતિ, પ્રપંચ આનાથી જ મહમ્મદને ફતેહ મળતી હોય એમ લેખકની આંખ દેખે છે. મદીનાના લોકોએ જે ભારે વફાદારી બતાવી તે લેખકને માટે એક મશ્કરીમાં ઉડાવવાની વાત છે. પયગમ્બરના વ્યક્તિત્વનો અને ચારિત્ર્યનો એ ચમત્કાર હતો એ લેખક જોઈ શકતો નથી. કુરાનની સુરાહોને માટે

'મુખ્ય શરતો' એવા શબ્દો આખી ચોપડીમાં વાપરવા એમાં ચરિત્રલેખકનો મોભો વધતો નથી. જ્યાં 'ખુદાનો પયગમ્બર' એવા શબ્દો વાપરવામાં આવ્યા છે ત્યાં તેની સાથે તિરસ્કાર ભળેલો જોવામાં આવે છે. આમ છતાં પ્રસ્તાવનામાં લેખકે એવો સંકલ્પ છોડેલો છે કે પયગમ્બરના સંબંધમાં જે લખીશ તે સંપૂર્ણ આદરપૂર્વક લખીશ.

ચોપડી આખી ઉથલાવ્યા પછી છેડે છેડે જતાં મદીનામાં યહુદીઓની થયેલી કતલ વિષે જે લખાણ છે તે વાંચતાં બળી રહેલા મનમાં કંઇક ટાઢક વળે છે; પણ આમાંયે લેખકની નાસ્તિકતા છૂપી રહેતી નથી. ઇસ્લામ સ્વીકારીને યહુદી લોકો બચી શક્તા હતા, પણ તે તકનો લાભ બહુ જ થોડા જણાએ લીધો એનું લેખકને અચરજ થાય છે. આટલા બધા લોકો પરધર્મ સ્વીકારવાના કરતાં મરણને કેમ પસંદ કરતા હશે એ તે બિચારાની બુદ્ધિમાં ઉતરતું નથી.

આ જમાનાના નાસ્તિક લોકો મોટા ધર્મનો ને તેના પ્રવર્તકનો ઇતિહાસ તપાસવા બેસે છે તેમાંયે તેમના પરિચિત વાંકઘોંક જ તેઓ દેખે છે. આનો ખરો દાખલો જોવો હોય તો આ લેખકનો છે. ઇસ્લામના આરંભકાળમાં ધાર્મિક પ્રવૃત્તિ એ જ ઈસ્લામનું પ્રધાન કાર્યક્ષેત્ર હતું. પાછળથી મુસલમાનોની રાજદ્વારી ઉન્નતિ થઇ તે એ ધાર્મિક પ્રવૃતિના અનિવાર્ય પરિણામરૂપ જ હતી. પણ મહમ્મદના ચરિત્રકારના મગજમાં આ વાત ઉતરી શકતી નથી. માણસ જેવા માણસ ધર્મ જેવી એક કલ્પનાને માટે એટલો બધો ઉત્સાહ કેમ રાખી શકે એ જ તેની સમજમાં આવતું નથી. માણસ રાજ્યસત્તા સારૂ ઉત્સાહથી કામ કરે એ તેને યુક્તિયુક્ત લાગે છે. આથી તે મહમ્મદના જીવનનો સાર એ કાઢે છે કે મહમ્મદને એક જબરી રાજ્યસત્તા જમાવવાનો લોભ હતો. તેની હીલચાલનું સ્વરૂપ તેણે જાણીજોઇને ધાર્મિક રાખ્યું હતું, કારણકે બીજી રીતે તેનું ધારેલું તે મેળવી શકે તેમ નહોતું. તે તો એમ પણ કહેવા માગે છે કે

મહમ્મદનો આ દાખલો જોઇને જ બીજા ઘણા કાવતરાખોરો ઉપર પણ અસર થઇ હતી.

મહમ્મદે પોતાની સ્ત્રીઓને જેટલો માગ્યો તેટલો ઘરકામને સરસામાન આણી આપવાની ના પાડી હતી અને તેથી ઘરમાં કલહ થયો હતો, તે વાત કેવળ મજાકના હેતુથી જ ચરિત્રલેખકે વર્ણવેલ છે. અનેક જાતિઓને જીતવાથી પુષ્કળ ખંડણી અને ધન મહમ્મદની પાસે ઢગલા થતું તેમ છતાં તેણે પોતે તો ગરીબાઇનું જ સેવન કર્યું એ આ સાદી કહાણીનું રહસ્ય છે, પણ લેખકને તે શાનું દેખાય?

લીટીલીટીમાં લેખકનો એક જ ભાવ પ્રત્યક્ષ થાય છે. સદ્ગુણ જેટલા ગણાતા હોય તેને પીંખવા અને જે જે સારાં કામ હતાં તે બધાંમાં કંઇક ને કંઇક દુષ્ટ આશય હતો એ ખોળી કહાડવું. તેને આ ભાવ સદોદિત જાગ્રત હોવા છતાં મક્કા સર થયું તે વખતની પયગમ્બરની ઉદારતા અને દિલદારતાની વિરુદ્ધ તો આ લેખક પણ કંઈ બોલી શક્યો નથી. મન્દિરના ખજાનાને સ્પર્શ કરવામાં આવ્યો નહોતો; શહેરીઓને કોઇ જાતની મનાઈ કરવામાં આવી નહોતી; એ ફતેહના મદમાં આવી જઇને પાછળના જુલમોનું વેર વાળવાનો વિચાર સરખો મહમ્મદને આવ્યો નહોતો; હીજરત કરી ગયેલા લોકોનાં ઘરબાર મક્કાની પ્રજાએ વેચી માર્યા હતાં તેને પણ હાથ લગાડવામાં આવ્યો નહોતો; જેઓ મન્દિરના વંશ પરંપરાથી પૂજારીઓ હતા તેમની પાસેથી મન્દિરની ચાવીઓ પણ કાબિજ કરવામાં આવી નહોતી; કોઈ મક્કાવાસીનો કોઇએ વગર સત્તાએ ઘાત કર્યો હશે તો તેને મહમ્મદે ઈનસાફ આપ્યો હતો.

ચરિત્રકારે મહમ્મદના ચરિત્ર ઉપર આટલો બધો અવળો રંગ ચડાવ્યો છે, છતાંયે મહમ્મદનું ચરિત્ર તો અગાધ સરોવર જેવું નિર્મળ જ રહેલું છે. ભૂતમાત્ર માટે એમનો પ્રેમ છલકાય છે, અવિચાર કે ધીરીલાપણું તેમનામાં નથી, માણસ જાતનો વિશાળ ખ્યાલ રાખીને ઉત્તમ નીતિના બંધનમાં રહીને તે

વર્તે છે, તેમના ઉત્તમ ચારિત્ર્ય અને વફાદારી માટે તેઓ લોકોમાં પૂજાય છે. સત્તા અને રાજ્ય સાંપડયા પછી પણ 'તેમણે એક પણ દિવસનો આરામ લીધો નથી.' તેમના જેવો ઉદ્યમી શાહેનશાહ કોઇ ભાગ્યે જ થયો હશે. તેમણે સ્થાપેલો સંઘ વિશાળ હતો અને દહાડે દહાડે વધતો જતો હતો, પણ એ સંઘના બાહ્ય અને આંતરિક સવાલો ઉપર તેઓ જાતિદેખરેખ રાખતા. જ્યારે જુઓ ત્યારે તેમનું મુખ હસતું ને હસતું જ. જે મહાન પદની જવાબદારી તેમની ઉપર આવી પડી હતી તેને અંગે ભારે ગંભીરતા આવશ્યક હતી, છતાં તેમના આનન્દી સ્વભાવને લીધે ઘણીયે વાર તેઓ ગંભીરતાને બાજુએ મુકી દેતા. તેમનાં સગાંવ્હાલાંનું મંડળ મોટું હતું, છતાં તેમણે રાજકારભારમાં તે લોકોને ભરી દીધા નહોતા. ઇન્સાફના કામમાં તેમણે એ લોકોને વચ્ચે પડવા દીધા નહોતા. પોતાની સાદી ઓરડીમાં મ્હોં ઉપર બુરખો અને હાથમાં તાડનું પાતરૂં હોય એવી સાદાઇમાં તેઓ બાદશાહોના શિર પર મુગટો સ્થાપતા કે ઉથાપતા. ઝીણામાં ઝીણા આચારની બાબત પણ પયગમ્બરના ધ્યાન બહાર રહેવા પામતી નહિ. સેનાપતિ, ધારાશાસ્ત્રી, ન્યાયાધીશ, મુત્સદ્દી એ બધાંનાં કામો કરતા, છતાં પયગમ્બર ઉપદેશક અને શિક્ષકનાં કાર્યોને ધ્યાન બહાર થવા દેતા નહિ. તેઓ જે શિક્ષાઓ કરતા તેમાં દયા દેખાતી. શારીરિક સજા અને મારપીટની મનાઈ હતી. સાતમી સદી જેટલા પ્રાચીન કાળમાં યે તેમણે ગુન્હેગારોને જીવતા બાળવાની પ્રથા બંધ કરી; જ્યારે ખ્રિસ્તી પ્રજાઓએ છેક ૧૯મી સદી સુધી એ પ્રથા ચલાવ્યે રાખી હતી. તેમની ભૂતદયામાં માત્ર માણસોને જ નહિ, પણ જનાવરો અને જન્તુઓને પણ સ્થાન હતું. જીવતાં પક્ષીઓને નિશાન કરીને વીંધવાની તેમણે બંધી કરી; ઊંટના ઉપર માણસ બહુ ત્રાસ વરતાવતો તે સામે પણ તેમણે અવાજ ઉઠાવ્યો. એક વાર તેમના કોઇ શિષ્યોએ કીડીનું દર સળગાવી મુકયું હશે, તેમને તેમણે તે હોલવી નાંખવાની ફરજ પાડેલી. વ્હેમોને લીધે જે ક્રૂરતાભરેલાં કૃત્યો મૂર્ખ

લોકો કરતા તે તેમણે નાબૂદ કર્યાં. ઘોડાનાં પૂંછડાં કાપવાની તેમણે મનાઈ કરી.

સ્ત્રીવર્ગને માટે મહમ્મદે ઘણું કર્યું છે. ગુલામો અને કેદીઓની દશા તેમણે ઘણા દયાપૂર્ણ નિયમો વડે સુધારી. દાખલા તરીકે માને અને બાળકને કે ભાંડુઓને વિયોગ પડાવવામાં આવતો તે તેમણે અટકાવી દીધું. ફટકા મારવાની મનાઇ હતી, અને ખૂનનો બદલો ગંભીર સજાથી લેવામાં આવતો. ગુલામો પોતાનું છૂટાપણું પોતાની મેળે પ્રાપ્ત કરી શકે એવા તેમને રસ્તા કરી આપવામાં આવ્યા હતા. બિનવારસી મિલ્કતના માલિક ગુલામો ગણાવા લાગ્યા. મુસલમાનો પર ફરજ મુકવામાં આવી કે પોતાના ગુલામોને ખાવાપીવાનું ને પહેરવાઓઢવાનું પોતાના જેવું જ આપવું. તેમણે વારસા સંબંધી વિસ્તારપૂર્વક ધારાધોરણ ઠરાવ્યાં હતાં. આજના કાયદેપંડિતો પણ એમાં રહેલી ન્યાયબુદ્ધિને કબુલ કરે છે. ખૂબી એ છે કે આ બધું કામ તેમણે થોડાં જ વર્ષોની મુદતમાં સાધી લીધું, અને આ દુનીયા છોડી જતાં પહેલાં પોતાના આખા કાર્યનો પાયો એટલો કુશળતાપૂર્વક રચતા ગયા કે બીજાઓનાં કામોની પેઠે તેમનું કામ તેમની પાછળ વેરણછેરણ ન થઇ ગયું, પણ ઉલટું દિનપ્રતિદિન પ્રગતિને પામતું ગયું.

## ૨૫ : ૨ : ૨૨–શનિવાર

નેલોરના ભાઇઓની બીજી ટુકડી આવી છે. હજુ બીજાઓને ટ્રિચિનોપોલીની જેલમાંથી અહીં આણનાર છે એમ સાંભળ્યું છે.

આ અમારી કોટડીઓનો વિભાગ બધો અમારે માટે જ આગવો રાખેલો હતો. હવે તે સારીપેઠે ભરાયો છે. મારી કોટડીની દક્ષિણ બાજુની ૯ કોટડીઓમાં મોપલા કેદીઓને લાવીને રાખ્યા છે. કૅનેનોરના કેદખાનામાં રમખાણ કરેલું તેમાંના આ કેદીઓ છે. સળીયાવાળી બેડીઓ એ ખરેખર સંપૂર્ણ પશુતા છે—એમાં માણસાઇનો

છાંટો સરખો નથી. આ બધાય મોપલાઓને સળીયાવાળી બેડીઓ નાંખેલી છે. થોડા દિવસ પછી બેડીઓ કાઢી લીધી એ જાણી હું રાજી થયો.

સુપરિન્ટેન્ડન્ટ અને તેના બે મદદનીશ દાક્તર આજ સવારે મારી કોટડીએ આવી ચડયા. મેજર સાહેબે સમાચાર આપ્યા કે "તમે મિ. ગાંધીને કાગળ લખેલો તેનાથી એ ગભરાઇ ગયા છે. તેમણે 'યંગ ઈન્ડીયા'માં એક નોંધ લખી છે. તેમણે કોઇ બિચારો બીજો કેદી હશે તેની સાથે તમારી સરખામણી કરી છે ને લખે છે કે ફલાણાને છાપાં મળે છે ને આમને જ નથી મળતાં. એવું એવું કંઈ નોંધમાં છે." મેં પૂછ્યું, "મને એ છાપું બતાવશો?" તો તે કહે "મારી પાસે નથી." તેની પાસે છાપું નથી તો તેણે આ વાત ક્યાંથી સાંભળી એ આશ્ચર્ય છે. ગમે તેમ હોય, પણ તેણે મારી સાથે મારી તબીયત સંબંધી લાંબી વાર વાતચીત કરી, અને પછી બધી હકીકતની એક લાંબી યાદી ઉતારીને લઇ ગયો. કોણ જાણે શા માટે ઉતારી ગયો હશે.

કાલની રાત બહુ ખરાબ ગઇ. દમના ઉછાળા અને થાક આજ દહાડે પણ ચાલુ છે; પણ આમાં જેલવાળાઓ કંઇ કરી શકે એમ મને લાગતું નથી. મેં તો સુપરિન્ટેન્ડન્ટને પણ સવારે એમ જ કહ્યું હતું.

મારી કોટડીની પાછળ પેલો ફાંસીનો કેદી રહે છે તેનામાં ભારે પરિવર્તન થવા માંડયું છે. પરમ દહાડે મોડી રાત સુધી તે ભગવાનનાં ભજન ગાતો હતો. 'મારો રામ દયાળુ છે, પાપીયાનાં પાપની એ કરૂણાળુ માફી આપે છે, તેને જ શરણ જવું, તે જ એક નોધારાનો આધાર છે.' આવા ભાવવાળાં ભજનમાં તે રાતની રાત ગુલતાન રહે છે. રામા રેડ્ડી કરીને તેનો પડોશી છે તેને તે મોટા ક્ષત્રિયને છાજે તેવો શૂરાતનનો ઉપદેશ કરે છે. "હિંમત રાખ, હિંમત રાખ, દોસ્ત! કયા પરવા હૈ? મોતને પડકાર કે આવી જા બચ્ચા તું પણ. સામી છાતીએ ભેટ તેને. આમ બાયલાપણું કરીશ તો તારી જોડે વાત નહિ કરૂં. અમે તો મર્દોના સાથી." આજે તે કહે છે કે "હું ખાવાનો નથી. આપવો હોય તો ભાત આપો, નહિ તો

ફાંસીએ ચડાવી દો. મેં ક્યાં સરકારને દયા ભીખવાને અપીલ કરી છે? મને શું કામ ઢાલો જીવાડો છો, અને આ જુવારના રોટલા ખવડાવીને હેરાન કરો છો?" કોઇ ફાંસીનો કેદી દયા માટે અપીલ પણ કરતો ન હોય તેનો આ લોકો ભાત જેવો નાનો મનોરથ પણ શા સારુ નહિ પૂરતા હોય એ સમજાતું નથી. મેં જેલરને વાત કરી છે ને તેણે કબુલ કર્યું છે. મને ઉમેદ છે કે તે પોતાનું વચન પાળશે ને બિચારાને જે પાંચ સાત દિવસ તેના ભાગ્યમાં હજી જીવવાનું હોય તેટલા દિવસ તેને ભાત આપશે.

મારા મિત્ર અલ્લાદી આજે અહીં આવ્યા હતા. અમે બહુવાર વાતચીત કરી. ત્યાર પછી તે અસહકારી કેદીઓના મુખ્ય મથકે (પહેલા નંબરના બ્લૉકમાં) ગયા અને સૌને મળ્યા. સૌ ભાઈઓ પોતપોતાની કોટડીમાંથી નીકળીને એકઠા થયા તે દેખાવ ભારે આંખ ઠારનારો હતો. તેમનાં મલકાતાં મુખ અને શૂરાની મુદ્રા!

હવે મને ખબર પડી કે બારડોલીની સંધિથી સરકાર સંતોષ પામી નથી. તેને તો કુલઝપટ મહાસભાના કાર્યક્રમનું જ નામ કાઢી નાંખીયે તો જ સંતોષ વળે. એથી સ્હેજ પણ કમીથી ચલાવી લેવાને તે તૈયાર નથી. તે મેળવવાની તો તેમણે આશા જ મુકી દેવી. તેમનું પોતાનું આજે સમાધાની વગર કંઈ અટકી પડતું નથી. સરકાર આવું બોલે છે એમાં એ જ જોઇ શકાય છે કે તે માનવ-સ્વભાવથી કેવળ અજ્ઞાન છે. સરકાર આવી હઠ પકડી બેઠી છે તે ઢોંગ પણ હોય, પણ જો તે સત્ય જ હોય તો તે આપણા લાભમાં જ છે. ઇશ્વર તેને નિમિત્તરૂપ બનાવીને આપણને આપણા ધ્યેય પર જલદીથી પહોંચાડી દેવાની ઘટના રચતો હોય એમ જણાય છે. બારડોલીકાર્યક્રમનો જે અર્થ સરકારે કરેલો છે તે ગાંધીજીએ લોકોને સમજાવ્યું છે તેનાથી યે સ્પષ્ટ છે. આપણા દુશ્મનો જ આપણા મનને ખરા સમજનારા ને આપણો ન્યાય તોળનારા હોય છે એ એક જૂનું સત્ય છે, અને આ દાખલામાં તે તદ્દન સાચું ઠરે છે.

ઠીક થયું, ચાલો. રામનાથન ત્રણ મહિનાની સખ્ત જેલ ભોગવવા આવી ગયા. તેમના જોડીદારો બેથી છ મહિનાની વચ્ચેના મહેમાન છે. રામનાથનની છુટવા તારીખ મેની ૨૨મી છે.

મહમ્મદ હુસેને મને મુરબ્બાના બે ડબ્બા આપ્યા છે. રોટી સાથે મારે મુરબ્બો લેવો એમ સુપરિન્ટેન્ડન્ટ કહી ગયો હતો ને જેલરે મને તે ખરીદી આપવાનું વચન આપ્યું હતું; પણ હવે મહમ્મદ હુસેનની ભેટ આવી ગઈ એટલે ઢીલમાં પડવાપણું ન રહ્યું.

## ૨૬: ૨: ૨૨–રવિવાર

આજના વજનમાં ૧૦૨ રતલ ઉતર્યો. મહમ્મદ ધાઉઝનું વજન ૧૨૫ રતલ થયું. તે ધારે છે કે તેનું મૂળ વજન હવે આવી રહ્યું છે, પણ જેલની નોંધ પ્રમાણે તો તેનું વજન ૫ રતલ વધ્યું છે. જાન્યુઆરીની અધવચથી, એટલે કે છેલ્લાં ૫ અઠવાડીયાં થયાં મારો ખોરાક આ પ્રમાણે હોય છે. ૪ અધોળ ઘઉં ( ઝીણા કાગળ જેવી અને વગર ચોપડેલી ચપાટીઓ ), ૬ અધોળની રોટી, ૧ શેર દૂધ, ૧ અધોળ માખણ, ૧ા અધોળ સાકર અને ૩ અધોળ સાબુ-ચોખા. સાબુચોખા હું ખાતો નહિ, પણ માળીને આપી દેતો. આ યાદી પૂરી કરવા માટે મારે એક ચીજ ઉમેરવી જોઇયે. પરોઢીયામાં મને ચોખાનું ગરમાગરમ ને કાળજીપૂર્વક ગાળેલું ઓસામણ મળે છે.

સુપરિન્ટેન્ડન્ટ મારા ખાવાપીવાની તપાસ કરી ગયો હતો તેનું પરિણામ આજે દેખાયું. આજથી મારા ખોરાકમાં ફેરફાર કરવામાં આવ્યો છે. હવેથી મને પાઉંરોટી નહિ મળે, અને દૂધ પણ ૦ાા શેર જ મળશે. હવેથી મને આટલું મળવાનું: ૪ અધોળ ઘઉં, ૧ અધોળ માખણ, ૦ાા શેર દૂધ, થોડીક સાકર, ૪ અધોળ સાબુચોખા ( બપોરને માટે ) અને ૨ વાટકી છાશ. બીજે દિવસે છાશ એક જ વાટકી કરી નાંખી, પણ થોડા દિવસ પછી પાછી બે વાટકી કરી. દૂધ પણ થોડા દિવસ પછી પાછું શેર કર્યું; અને સાંજને માટે બેન્જર્સ ફુડ મળવા માંડ્યો.

એન્જર્સ ફુડ હું મારે હાથે પકાવી લઉં છું. તે માટે મને એક સ્ટવ રાખવા દીધો છે. આજ સુધી સાબુચોખા હું આપી દેતો તે હવેથી મુખ્ય વસ્તુ તરીકે ખાવા પડશે. દૂધને બદલે છાશમાં મેળવીને અને અંદર થોડું મીઠું નાંખીને સાબુચોખા ચલાવી શકીશ એવી ઉમેદ છે. દૂધ તો સાવ પાણી જેવું છે. હું ધારું છું કે તેમાંથી મલાઈ ઉતારી લીધેલી છે.

## ૨૭ : ૨ : ૨૨–સોમવાર

આજે સુપરિન્ટેડન્ટ આવ્રે તેને કહેલું હતું કે મને પહેલા નંબરના બ્લૉકમાં રાખવો. આ કોટડીમાં હવાની અવરજવર કંઇજ ન મળે. પહેલી રાતે તો બહુજ ગભરામણ થાય છે, અને તેમાં પાછાં મચ્છર. મોટા ઓરડાઓમાં બારીઓ હોય છે ને સુવાના ઓટલાઓ જેટલી તે ઉંચી હોવાથી હવા છુટથી હરીફરી શકે તેવું છે. બીજું, હવે છૂટવાને બેજ અઠવાડીયાં રહ્યાં છે, એટલે બહાર જાઉં તે પહેલાં સૌ ભાઇઓનો સહવાસ મળે એવી ઇચ્છા છે. સુપરિન્ટેડન્ટ બીમાર પડ્યો છે તેથી આજની અઠવાડિક તપાસ માટે આવી શક્યો નથી; પણ મદદનીશ દાકતર આવ્યો હતો તેને મેં વાત કરી છે.

કોઈ કોઈ વખતે સ્હેજ તાવ આવી જાય છે. આ મચ્છરોને લીધે હશે કે કેમ તે કોણ જાણે! ગઇ રાતે તાવ આવ્યો હતો. હવે ચાલો કવીનાઇનનો એક ઘૂંટડો ઉતારી જાઉં.

૪ અધોળ સાબુચોખા બફાય છે ત્યારે મારે માટે બહુ જ વધારે-પડતા થઇ જાય છે. છાશ ને મીઠાની મદદથી પણ હું બધા ખુટાડી શકતો નથી. ત્રીજો ભાગ જહુ માળીને આપી દેતો હોઇશ.

ખબર સાંભળ્યા કે મોડી સાંજના મહાસમિતિએ પોતાની બેઠક મુલતવી રાખી. કારોબારી સમિતિમાં ખૂબ ચર્ચા ચાલી રહી છે. તે શા નિર્ણય પર આવે છે તે જાણીને પછી મહાસમિતિ પોતાનો છેવટનો નિર્ણય કરશે.

## ૨૮ : ૨ : ૨૨–મંગળવાર

સવારમાં વહેલા દરોગાએ આવીને ખબર આપ્યા કે સાસ્ત્રી-ચારને, બાઉઝને અને મને પહેલા નંબરના બ્લૉકમાં લઈ જવાના છે. ઉતાવળા ઉતાવળા તેણે અમને ઉપાડયા ને સુપરિન્ટેન્ડન્ટ અઠવાડિક તપાસણીએ આવે તે પહેલાં અમને ત્યાં પહોંચાડી દીધા. એટલે હવે પહેલા નંબરના બ્લૉકમાં છેવટે આવી ગયા.

જેલીજીવનની અગવડો અમારી એકાન્ત કોટડીઓ કરતાં અહીં પહેલા નંબરના બ્લૉકમાં વધારે છે. એકાન્ત કોટડીમાં લાંબો વખત એકલા જ રહેલા એટલે અહીં ટોળામાં રહેવાથી અમને ગરદી ગરદી લાગતી હતી. સુવાના ઓટલા છે તો માંડ એકએક ફુટને અન્તરે છે. કેટલાક તેથી જરાક વધારે હશે. દરેક કોટડીમાં સોળ સોળ કેદીઓને પૂરવામાં આવે છે. જાજરૂ તો એવાં ગંદાં છે કે વાત જ ન પૂછો. એકાન્ત કેદમાં સગવડો પણ હતી, અને કેટલીક અગવડો પણ હતી. તે હવે ભોગવી છૂટયા. અહીં આવ્યો છું તે જાણે બહારની દુનીયાને પન્થે ચાલતાં વાટમાં મુસાફરખાનામાં ઉતર્યો હોઉં એવું લાગે છે.

મહાસમિતિએ ઠરાવ કર્યો છે તેમાં તેણે બારડોલી પહેલાંની રીત જારી કરી છે; એટલેકે સામુદાયિક સિવાયના સવિનયભંગના બધા પ્રકાર તેણે બહાલ રાખ્યા છે. સામુદાયિક ભંગ તો અલબત્ત પ્રજામાં વધારે યોજનાશકિત આવે ત્યાં સુધી મુલતવી રાખ્યે જ છુટકો. મહાસમિતિએ બારડોલીના નિર્ણયને સુધારી લઇ આવો ઠરાવ કર્યો એ મને બહુ ગમ્યું.

બધું પરિણામ તપાસીયે તો તેનો અર્થ એ જ થયો કે બન્ને પક્ષો—સરકાર અને મહાસભા એકબીજાને ટક્કર દેવાનો નિશ્ચય કરીને તૈયાર થઈ ગયા છે. આવતા ત્રણ મહિના ભારે તીવ્ર લડતના જવાના છે.

## ૧ : ૩ : ૨૨–બુધવાર

દિલ્હીમાં ડૉ. મુંજેએ ગાંધીજીના પગલા સંબંધી નાપસંદગી બતાવનારી અને અસહકારની લડતના મૂળ સિદ્ધાન્તોને છોડી દેવાનું કહેનારી દરખાસ્ત મુકેલી તે બહુ મોટી બહુમતીથી ઉડી ગઈ. ગાંધીવિરોધી પક્ષે એક ચોકસ ઠરાવને રૂપે પોતાના મનની વાત ખુલ્લી કરવાની હિંમત કરી હોય તો આ પહેલી જ વાર છે. કારોબારી સમિતિએ તૈયાર કરેલા મસુદા પ્રમાણેનો ઠરાવ કંઇ મહત્ત્વના ફેરફારો વગર પસાર થઇ જશે. હવેનો પ્રશ્ન છે તે એ કે આપણી યોજનાના જે બે ભાગ છે—એક રચનાત્મક કાર્યથી બળવાન થવાનો અને બીજો જેલ વરવાનો—એને પ્રજા કેવોક જવાબ આપી શકે છે. કશાથી થાકે નહિ એવા કાર્યકર્તાઓ હોવા જોઇયે. આ પિછેહટથી—દેખાતી હારથી—લોકોનો ઉત્સાહ મરી નહિ જાય તો જ જવાબની આશા રાખી શકાશે. શાન્તિપૂર્વક પોતાનું બળ જમાવ્યે જવું અને પછી તક આવે તેને ઝીલી લેવી એમાં કેટલો લાભ છે એ પ્રજા સમજી પણ જાય. સરકાર પણ હવે દમનથી તેમજ મોટા પાયા ઉપર સામી ચળવળ ચલાવીને પોતાનો કિલ્લો મક્કમ કરશે જ.

નવા ઉતારામાં કાલની રાત ઠીક શાન્ત ગઈ. મારા મુસલમાન મિત્રો–અલીગઢવાળા મહમ્મદ હુસેન અને શફીઉક રહમાનની સાથે ઈસ્લામ અને મહમ્મદ સંબંધી લાંબી વાર ચર્ચા ચાલી.

## ૨ : ૩ : ૨૨–ગુરુવાર

પેલા વાતુડીયા સિપાઈને આજે ફાંસીએ ચડાવી દીધો. કેટલો વાતુડીઓ હતો! મારી એકાન્ત કોટડીમાં તેની વાતોનો અવાજ એ તો મારા વાતાવરણનું એક મુખ્ય અંગ થઈ પડચો હતો. મરણને ભેટવાને સંપૂર્ણ રીતે ખુશી એવો માણસ જોવો હોય તો તે આ હતો. મારા અહીં આવ્યા પછી આ ત્રીજી ફાંસી છે. મદદનીશ દાક્તર વિશ્વનાથ આયરે આ કેદીએ કેવા ધૈર્યપૂર્વક મૃત્યુની ભેટ

કરી તેનું વર્ણન મને સંભળાવ્યું. તેઓ આજકાલ મારી સાથે જરા વધારે છૂટથી ને સભ્યતાથી વર્તતા થયા છે. પહેલાં તેના વર્તનમાં જે તોછડાઇ જેવું કંઇક હતું તેનો હવે તેણે ત્યાગ કરેલો છે. કહે છે કે એ લોકોએ મરનારને ગઇ રાત્રે બીડી અને માંસ આણી આપીને આખરનું ઉપકારકૃત્ય કર્યું હતું.

રાજદ્વારી કેદીઓ સાથે કેવો વર્તાવ રાખવામાં આવે છે તેનો આ વિભાગમાં આવ્યા પછી ઠીક સાક્ષાત્કાર થયો. જેલી અમલદારો પહેલાં વર્તતા તે કરતાં હમણાં હમણાં બહુ સારી રીતે વર્તે છે. અનેક રીતે વર્તાવ સુધરેલો છે. સખ્ત મજુરી અને અસભ્યતા નીકળી ગયાં છે, મોટાં મોટાં અપમાનો બંધ થયાં છે; પણ બપોરે અમે જમીને પૂરા ઉઠયા પણ હોતા નથી ને વડો દરોગો આવીને જ્યારે હુકમ છોડે છે કે 'સખ્ત ટીપવાળા હોય તે ઉભા થઇ જાઓ ને જલદી પોતપોતાને કામે વળગી જાઓ' તે વખતે મને ક્રોધ આવી જાય છે. તેના અવાજમાં કોઇ ખાનદાન માણસો સાથે તે વાત કરતો હોય એવો ભાવ જ હોતો નથી. કામ અને તાલીમ બન્ને હોવાં જોઇયે એ હું સમજતો નથી એમ નથી; પણ જ્યારે આ લોકો જાણતા હોય છે કે આ કેદીઓ બધા ખાનદાન છે, તેઓ જેલનાં નિયમ અને સંકટો સ્વેચ્છાથી વહોરી લેનારા છે એમ તેઓ જાણે છે તોપછી તેવા કેદીઓની જોડે વાત કરતાં સભ્યતાભરી ભાષા તેઓ કેમ ન વાપરે? [ આ વડા દરોગાની રીતભાત મારા અહીં આવ્યા પછી થોડા જ દિવસમાં સારી થઈ ગઇ છે. ]

સુપરિન્ટેન્ડન્ટે મુસલમાનોને નમાજને અનુકૂળ કપડાં આપવાનું મારે મોઢે કહેલું, પણ તેમ હજુ કર્યું નથી. અબ્દુલ વાહાબે તે વિષે આજે મારી પાસે ઘણી જ કળકળ સાથે ફરીયાદ કરી છે. ધુંટણની નીચે ચારેક તસુ જેટલો ભાગ ઢંકાય એવું કંઈક એ લોકો માગે છે. જેલની તંગડીઓ ધુંટણની ઉપર રહે છે. આ સખ્ત કેદવાળાઓનાં પોતાનાં કપડાં તેઓ જેલમાં દાખલ થયા ત્યારનાં

નકામાં બાંધીને મુકી છાંડયાં છે તેમાંથી એકાદ લુંગી કે તંગીયું એમને આપે તો નમાજ વખતે તેમનું કામ ચાલી જાય. કેદીઓની માગણી આટલી જ છે, અને જો આટલી માગણી પણ પૂરી પાડવામાં ન આવે તો પછી જેલના અમલદારો કેદીઓના ધર્મપાલનમાં વિઘ્નરૂપ થતા નથી એમ ન જ કહી શકાય.*

સુપરિન્ટેન્ડન્ટે મને કહેલું કે સાદા કેદીઓની પેઠે સખ્ત કેદીઓને રોજ ન્હાવાની સગવડ તે કરી આપશે, પણ પાછળથી અઠવાડીયામાં ત્રણ જ દિવસ આ સગવડ રહેવા દેવામાં આવી છે. પાણી ખેંચી આપવાને પૂરતી સંખ્યામાં કેદીઓ મળવા મુશ્કેલ છે એવું જેલરે બ્હાનું બતાવ્યું, પણ આ કેદીઓએ તે કામ જાતે કરી લેવાની તૈયારી બતાવી. આજે ફરીથી તેમણે આ વિષે પોતાની માગણી નોંધાવી છે, પણ કંઈ પરિણામ આવ્યું નથી.

જે 'હિન્દી સભ્ય'ના હાથમાં જેલી વહીવટ સુપ્રત થયેલો હોય તેની ઇચ્છા જો ખરેખર જ એવી હોય કે રાજદ્વારી કેદીઓની સાથે સભ્યતાપૂર્વક જ વર્તવું જોઇયે તો ધારાધોરણો અને હુકમોનો આધાર રાખીને બેઠે તે નહિ બની શકે. ખાનદાન માણસોને જેલમાં કેમ રાખવા તેની આવડત સામાન્ય જેલી અમલદારોને નથી હોતી. તેમની આખી જીંદગીનો અનુભવ અને તેમના વિચારો બધા ઉલટી જ દિશાના હોવાથી તેઓ સારૂં વર્તન રાખી જ નથી શકતા. થોડાએક ધારાઓ કે હુકમો કાઢવાથી આ હાલત પલટાઇ જાય તેમ નથી. જો 'હિન્દી સભ્ય'ને ખરેખર જ દિલમાં લાગણી હોય તો તેણે એક જ વસ્તુ કરવાની જરૂર છે: પ્રાન્તના બધા રાજદ્વારી કેદીઓને એક જેલની અંદર એકઠા કરવા અને તે જેલ પર પસંદ કરેલા ચુનંદા અમલદારોને જ રાખવા. હાલના જેલી અમલદારોને એક મોટી બીક એ હોય છે કે જો રાજદ્વારી કેદીઓઓને છુટછાટ આપીશું તો તેની બીજા સામાન્ય કેદીઓ ઉપર બહુ ખરાબ

*પાછળથી આ માગણી પૂરી પાડવામાં આવી હતી.

અસર થશે અને જેલની તાલીમ ભાંગી પડશે. બધી જેલોના સુપરિન્ટેન્ડન્ટોને ને જેલરોને સુધારવા એ અશક્ય હશે, પણ જેલી વહીવટમાં સભ્યતાના તત્ત્વને દાખલ કરી શકે એવા અમલદારોને વીણી વીણીને કોઈ એક જેલમાં એકઠા કરવા એ તો સાવ સરળતાથી થઇ શકે. હિન્દી સરકાર સર વીલીયમ વિન્સેન્ટના મુખથી દમામભરી રીતે મોઘમપણે કબુલ કરે છે કે 'ઘણા' કેસોમાં સજાઓ ક્રૂરતાભરેલી રાખવામાં આવેલી છે ખરી.

રાજદ્વારી કેદીઓને સભ્યતાપૂર્વક રાખવાનો સરકાર જો પ્રામાણિકતાથી પ્રયત્ન કરે તો આ બધામાં કંઇકે અર્થ કહેવાય, પણ આપણે માટે તો એક જ માર્ગ છે: દુ:ખસહનને વિષે શ્રદ્ધા. સારા સારા સંસ્કારી માણસોએ જેલી જીંદગીનાં સંકટો ને હાડમારીઓ આનન્દની સાથે વેઠ્યાં છે તેનાથી પ્રજામાં આવ્યું છે તેટલું બળ બીજા કશાથી આવ્યું નથી. ધન્ય છે તેવાઓને. તેવા અનેક ભાઇઓના સહવાસનું મને આ જેલની અંદર સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે. શત્રુનાં શસ્ત્રો મિથ્યા છે એમ બતાવીને જો આપણે શત્રુને જીતવા નીકળ્યા છીયે તો આપણે તેમનાં આકરામાં આકરાં શસ્ત્રોને જ સૌથી પહેલાં ખેંચી આણવાં જોઇયે, કે જેથી તેનું શસ્ત્રોનું બધું બળ તરત જ ઉડી જાય.

### ૩ : ૩ : ૨૨–શુક્રવાર

ગઈ રાત્રે પાછો તાવ આવ્યો.

'હિન્દુ' પત્ર વ્યક્તિગત સવિનયભંગની છુટ આપતા ઠરાવની વિરુદ્ધ છે એમ સાંભળ્યું છે. જ્યાં સુધી 'સામુદાયિક સવિનયભંગ'ની પાત્રતા આવે નહિ ત્યાં સુધી તૈયારી જ કરતા રહો, એવી તેની દલીલ છે. નાની નાની અથડામણોમાં સરકાર તમને ચગદી નાંખશે, માટે તેવી તક તેને ન આપવી; આખો દેશ એક મહાયુદ્ધ માટે તૈયાર ન થઇ જાય ત્યાં સુધી નેતાઓએ પોતાનું બલિદાન ન આપવું. દલીલ દેખાય છે તો તર્કશુદ્ધ, પણ દુ:ખસહનથી વિજય મેળવવાનો

જે મૂળ સિદ્ધાન્ત છે તેમાં અશ્રદ્ધા હોવાથી જ આ દલીલ જન્મી છે. પ્રજાનું બળ તેના આગેવાનોના દુઃખસહનથી દિનપ્રતિદિન કેટલું બધું વધતું જાય છે એનો આ દલીલમાં હિસાબ જ ગણવામાં આવેલો નથી. સામુદાયિક કાયદાભંગના એક જ માર્ગે જીત મળી શકે એ ખરૂં નથી. કોઈ પણ ઉપાયે સ્વતંત્રતા મેળવીયે, પણ પ્રજાનો આત્મા બલાઢ્ય થવો જોઇયે એ તેની મુખ્ય શરત છે; અને થોડાનાં દુઃખસહનથી આ બાબત જેટલી ઝડપથી સિદ્ધ થાય છે તેટલી બીજા કોઇ ઉપાયથી થાય તેમ નથી. વળી, સામુદાયિક સવિનયભંગ એ વિજયનો એકમાત્ર માર્ગ હોય તોપણ તેવું મહાન યુદ્ધ ઉપાડવાની તૈયારી તરીકે વ્યકિતગત સવિનયભંગ કરનારાઓની સંખ્યા ધીમે ધીમે વધ્યે જવી જોઇયે. આ બધી વાતો પર મજબૂત શ્રદ્ધા બેસાડી લેવી હોય તેણે અનેક જેલોની મુલાકાત લઈ આવવી. પ્રજામાં બળ અને શુદ્ધિ કેટલાં વધતાં ચાલ્યાં છે એનાં ત્યાં પ્રત્યક્ષ દર્શન થશે. ગમે તેટલી શાબ્દિક સમજુતી એ દર્શન ન કરાવી શકે.

## ૪ : ૩ : ૨૨–શનિવાર

**તાવ** હજુ કેડો છોડતો નથી. રાત બહુ આકરમણની ગઇ.

આજે આ વિભાગની ત્રીજી કોટડીમાં રહેવા આવ્યો. અહીંના તેરુવન્નમલાઈ લોકોએ અહીં આવવાનો બહુ જ આગ્રહ કર્યો. બહુ સુન્દર માણસો છે. બિચારા અન્નામલાય પિલ્લૈને દમ કે ક્ષય જેવું લાગે છે. આ સખ્ત કેદમાં તે ઝાઝો વખત ટકી શકે એમ લાગતું નથી.

આખી રાત બેઠાં ને બેઠાં કાઢી. પરોઢીયે ૩ થી ગા સુધી જરા આંખ મળેલી. માકડોનો બહુ ત્રાસ. માંકડ ન હોય તો બીજી બધી રીતે આ કોટડી સગવડવાળી છે.

## ૫ : ૩ : ૨૨–રવિવાર

માકડથી ત્રાસીને પાછો પહેલી કોટડીમાં ગયો. એક તરફથી તાવ ને બીજી તરફથી ઉજાગરો. એક ઉપર બીજો ઉજાગરો કરી શકું એમ નહોતું. ગરમ પાણીએ સ્નાન કરવા માટે 'ચીનાગંજી ઑફિસ'ને નામે ઓળખાતા એકાન્ત કોટડીઓવાળા વિભાગમાં જાઉં છું. (આ ચીનાગંજી અને પેડાગંજી ઑફિસનાં નામ શા ઉપરથી પડયાં હશે તે સમજી શકતો નથી.) તે વખતે ત્યાંનું જ જાજરૂ વાપરું છું. પહેલા નંબરના બ્લૉકના જાજરૂની વ્યવસ્થા જોતાં આ જાજરૂ તો બહુ જ સગવડભરેલું. હું ત્યાં જાઉં છું ત્યારે ઘેર જ ગયો હોઉં એવું લાગે છે. હું હાલ આ વિભાગમાં રહું છું તે જાણે ગીચ વસ્તીવાળું શહેર, અને પેલું સુન્દર, શાન્ત ગામડું.

અહીં દરેક ઓરડીમાં એક ખુણે ત્રણ ત્રણ કુંડાં (ઢાંકણાંવાળાં) શૌચ માટે સાંજના છથી સવારના છ સુધી રાખવામાં આવે છે. આ બાબતમાં અહીંની દશા મેં ઇસ્પીતાલની દશાનું વર્ણન કરેલું છે તેવી જ છે. માકડ અને જૂઓ પોતાનું ઘર સમજીને બધે છુટથી હરે-ફરે છે. સાંજે છ વાગે બહુ નિયમિતપણે અમને પૂરી દેવામાં આવે છે. ઓરડીની સામે બબ્બેની ટુકડીઓમાં અમારે બેસવાનું હોય છે. પછી મુખ્ય દરોગો આવીને અમને ગણી જાય છે ને હુકમ કરે છે, 'ઉભા થાઓ, જાઓ.' એ હુકમ થાય એટલે અમારે ઉઠીને કોટડીમાં પેસવાનું. પછી તાળું મારી દેવામાં આવે છે. સવારના પોણા છએ અમને ઉઠાડે છે, અને બરાબર છએ તાળાં ઉઘાડીને અમને બહાર કાઢે છે. ઉઠીને અમારે બધાએ–આખા બ્લૉકના લગભગ ૧૬૦ કેદીઓએ–ચચ્ચારની ટુકડીમાં ગોઠવાઈને બેસી જવાનું. ગણવાની અને ગણત્રી મેળવી લેવાની ક્રિયાઓ પૂરી થઈ જાય અને પછી બ્યુગલ વગાડવામાં આવે ત્યાં સુધી અમારે મૂગા બેસી રહેવાનું. આઠ વાગે અમને પાછા પૂરી દે છે. ત્યાર પછી ન્હાવા અને જમવા માટે જ છોડવામાં આવે છે. એક વખત પાછા બપોરના બે વાગે જાજરૂ જવા સારૂ છોડવામાં આવે છે.

## ૬ : ૩ : ૨૨–સોમવાર

જમણા પગના નળા ઉપર પાછો એક ફોલ્લો નીકળ્યો છે; એ
થોડા દિવસ આ પીડા ટળી હતી, પણ પાછી તે હાજર થઇ ગઈ

અસહકારીઓનું રસોડું ઠીક ચાલે છે. વરદાચારી, રામશ
શર્મા અને વેંકટસુબય્યા મળીને કામ ઠીક ચલાવે છે. બીજાઓ
વખતોવખત તેમની મદદમાં જાય છે. જાણે બાપદાદાનો જ ધં
કેમ ન હોય, એ રીતે તેઓ આ કામમાં પાવરધા થઈ ગયા જણાય

## ૭ : ૩ : ૨૨–મંગળવાર

ગઇ કાલે આ મહિનાની મારી હકની મુલાકાત પતી ગ
સુપરિન્ટેન્ડન્ટ મારી તરફ કંઇ ખાસ રીસ રાખવા લાગ્યો હોય એ
જણાય છે. આ વખતની મુલાકાત તેની ઑફિસમાં જ થાય એ
હુકમ તેણે આપી રાખ્યા હતા. મારા ભાઇને અને છોકરાંએ
દરવાજેથી લઇ આવ્યા. શ્રી૦ કૃષ્ણમાચાર્યરને દાખલ ન થવા દીધ
સુપરિન્ટેન્ડન્ટની ઑફિસમાં અમે સૌ ચટાઇ પર બેઠા. જેલર પ
અમારી સાથે ચટાઈ પર બેઠો. બહુ વાતો કરવાની તો કંઈ નહોત
સુપરિન્ટેન્ડન્ટે અમને પા કલાક જ આપ્યો હતો, એટલે અમે બરાબ
પંદરમી મિનિટે વાત અટકાવી દીધી. આવી આવી બાબતે
હું ગણકારતો નથી. તેનાથી તો ઉલટો જેલજીવનમાં રસ જામે
વધારાપડતી છૂટછાટ જ આપણા જુસ્સાને ઠારી નાંખે છે.

મુસલમાન કેદીઓને નમાજ માટે પોશાકનો વાંધો છે તે
અને સખ્ત કેદીઓને રોજ ન્હાવાની સગવડ જોઇયે તેની મેં સુપરિ
ન્ટેન્ડન્ટને વાત કરી. તેણે વડા દરોગાને હુકમ કર્યો કે દરેક મુસલમા
કેદીને તેનાં પોતાનાં કપડાંમાંથી એક એક લુંગી લેવા દેવી અ
નમાજ વખતે વાપરવા દેવી. બધાને રોજ ન્હાવા લઈ જવાનો પ
તેણે હુકમ આપ્યો. પહેલાં ત્રણ દિવસે લઈ જતા તેને બદલે હ
રોજ સાંજે લઇ જવા. પાણી સૌ પોતપોતાની મેળે ખેંચી લે. એ

આ બે બાબતોનો સંતોષકારક નીકાલ થઈ ગયો એમ માનવાને હવે હરકત નથી.

## ૮ : ૩ : ૨૨–બુધવાર

વડા દરોગા નન્દમુનિને ગેરવાજબી જ સજા થઇ. મારા મિત્ર શ્રી૦ રંગમ ચેટ્ટી બહુ વાતુડીયા હોવાનું આ પરિણામ છે. સુપરિન્ટેન્ડેન્ટે કંઇક સાંભળ્યું હશે ને ખોટી જ છાપ તેના મગજમાં ભરાઇ ગઇ હશે તેથી આ બિચારાને સજા કરી છે. આ નિરપરાધી માણસને માથેથી મારે કલંક ઉતારવું જ જોઇયે. સુપરિન્ટેન્ડન્ટ પાસે પહોંચીને તેને તેની ભૂલ સમજાવવાનો ઇરાદો છે.

પગમાં ફોલ્લો થયો હતો તે ધીમે ધીમે વકર્યો છે અને બહુ દરદ કરે છે. આજ સવારે તેને ફોડયો. એટલી બધી પીડા થઈ કે તે હું ખમી ન શકયો. મને શરમ આવે છે, પણ ખરેખર, મારાથી ન ખમાયું. પીડાથી ઓબો આવવા જેવું થઇ ગયું તે જોઇ મદદનીશ ડાક્તરે કંઇક ઉત્તેજક દવા પાઇને ફોલ્લા પર પાટો બાંધી દીધો.

## ૧૦ : ૩ : ૨૨–શુક્રવાર

ગયે સોમવારે એક દુઃખ કરનારો કિસ્સો બન્યો. હું પગે પાટો બંધાવવા રવિવારે સાંજે ઇસ્પીતાલમાં ગયેલો ને પાછો સોમવારે સવારે ગયો. સોમવારે સવારે નસ્તરના ઓરડામાં કેદી કમ્પાઉન્ડર દિવાન મારા પગને ધોતો હતો એવામાં વાતુડીયા ભાઇસાહેબ રંગમ ચેટ્ટી ત્યાં આવી પહોંચ્યા. સામેની બારીએ ઉભા રહીને એણે તો માંડી વાતો ચલાવવા. તેણે કહ્યું કે તબીયતના કારણસર તેને છોડવાની ભલામણ કરવાની સુપરિન્ટેન્ડન્ટે હા પાડી છે. આ બાબતમાં મારો શો મત છે તે મને વગરપૂછ્યે એ જાણી શકે તેમ હતું; એટલે આવી વાત મારી સાથે કરવી એ બે રીતે બીનજરૂરી હતી: એક તો એ કે એ કંઈ પણ ચોરતો કરીને કે બ્હાનું બતાવીને છૂટે એ હું ન જ પસંદ કરી શકું; બીજું એ કે તે જ દહાડે તેને ઇસ્પીતાલમાંથી પાછો કેદીઓના

વિભાગમાં લાવવાનો હતો, એટલે અહીં મારી સાથે વાત કરી લેવ
કશી જ ઉતાવળ હતી નહિ. તે કહે, મારા છુટવાની આ વા
તમે કેમ કંઇ સલાહ આપતા નથી ? મેં કહ્યું તબીયતને કારણે ત
છોડવાના હશે તો કંઇક તમારી પાસે એ લોકો લખાવી લેશે.
કહ્યું, હું એવું કંઈ લખી કરી આપું નહિ. તે જ દિવસે પાછ
રંગમ ચેટ્ટીને સુપરિન્ટેન્ડન્ટ સાથે લાંબી વાતચીતનો પ્રસંગ મળ્યો
છે. વાતવાતમાં તેણે પૂછ્યું કે તબીયતને કારણે તેને છોડવામાં
છે તો તેણે કંઈ લખી આપવું પડવાનું શું ? સુપરિન્ટેન્ડન્ટે
પૂછ્યું કે આ લખી આપવાની વાત તમને કોણે કહી ?
મારૂં નામ લીધું. રંગમ ચેટ્ટીને મારી સાથે વાત થયેલી
જાણતાં સુપરિન્ટેન્ડન્ટ રાતોપીળો થઇ ગયો. રંગમ ચેટ્ટીને
સાથે વાત થઈ તે જ દહાડે તે અમારા વિભાગમાં આવનાર હતે
ખરૂં, છતાં નિયમનો કડકાઇથી અર્થ કરીયે તો ઈસ્પીતાલમાં થ
વાતચીત જેલના કાયદા વિરુદ્ધ હતી. જે વડો દરોગો મને ઇસ્પી
લઈ ગયેલો તેને તેણે પૂછ્યું. તે કહે, રવિવારે હું વડા દરોગા
મુનિની પાસે હતો. નન્દમુનિ પાસે ખુલાસો માગવામાં આ
તેણે ઘણો બચાવ કર્યો, પોતાની નિર્દોષતાનાં કારણો બતાવ્યાં,
તેને 'કાળા નિશાન' ની સજા થઈ જ. આ વાત મેં સાં
ત્યારે મને આઘાત થયો. આ માણસ તો રવિવારે મારી સાથે
અને રવિવારે કંઇયે બન્યું નહોતું. અમારા વાતુડીયા ભાઇબંધ
સોમવારે મળ્યા હતા અને બારીએ ઉભા ઉભા જેલના ધારા
મારી જોડે વાતો કરતા હતા, અને તે વખતે નન્દમુનિ મારી
નહોતો. હું બુધવારે સુપરિન્ટેન્ડન્ટની પાસે ગયો અને ખરી
તેને કહી. તેણે મારૂં કહેવું સાંભળી લીધું અને નન્દમુનિને
સજા થઇ છે તે કબુલ કર્યું. સજા રદ કરવાનું પણ તેણે કબુલ
દરોગો નન્દમુનિ આખી જેલમાં ઘણો જ હોશીયાર છે અને તેની વ
પણ બહુ સારી છે. આવા ભલા માણસને અણઘટતી સજા થ
હું જાણીજોઈને કારણભૂત થાઉં તો મને અત્યન્ત ખેદ થાય.

વેંકટરાવ કરીને એક નૌજવાન અસહકારી અમારી સાથે જેલમાં છે. પાણીના પંપ પાસે કોઈ દરોગાએ એક કેદીને ધોકો માર્યો હશે તે તેણે જોયું ને સુપરિન્ટેન્ડન્ટને તે વાત જાહેર કરી. અમે બધાએ વેંકટરાવને સલાહ આપી કે સુપરિન્ટેન્ડન્ટને કહેવાની કંઈ જરૂર નથી, કારણકે સામાન્ય કેદીઓના સંબંધમાં આવી ફરીયાદો ઉપર કોઈ લક્ષ આપતું નથી એ આપણે સહુ જાણીયે છીયે. જે માણસને માર પડયો હતો તેણે તો ઇનકાર કર્યો કે તેને કોઈએ માર્યો નથી. અને આમાં નવાઇજેવું કંઈ નથી. જેલનાં માણસોથી કેદીઓ એવા ડરે છે કે તેમની સામે ફરીયાદ કરવાની કોઈની છાતી ચાલતી નથી. પણ સુપરિન્ટેન્ડન્ટે વેંકટરાવના કહેવાને કબુલ રાખ્યું તેની નોંધ લેતાં મને આનંદ થાય છે. તેણે એ દરોગાને શિક્ષા પણ કરી.

રંગમ ચેટ્ટી હવે રોજનો દરદી થઈ પડયો છે. તેને અપચો અને છાતીનું દરદ સદોદિત રહ્યાં કરે છે. તે કેદખાનામાં ઝાઝું રહી શકે એમ લાગતું નથી. માનની સાથે છુટી શકતો હોય તો છુટે એ સારૂં છે.

## ૧૧ : ૩ : ૨૨–શનિવાર

**આ** જેલમાં અત્યારે મોટામાં મોટો અસહકારી કેદી શ્રીમાન કે. વી. કૃષ્ણરાવ ગરૂ છે. તે ગંપાલગુદમના કુમાર જમીનદાર છે. અહીંના કેદીઓમાં તેઓ રાજાસાહેબને નામે ઓળખાય છે. સુંદર નૌજવાન છે. ખાનદાન છે. સમજશકિત પણ સારી છે. સ્વભાવે સાદા અને લોકો તરફ લાગણીવાળા છે. દેશભક્તિ સાચી ધરાવે છે. તેમાંયે દેખાવ કર્યા વગર ઉપકાર કરવાની વૃત્તિ ભારે છે. છે તો જુના વૈભવશાળી ખાનદાનના, પણ વાતચીતમાં અને વર્તનમાં તે મધ્યમ વર્ગના એકાદ સજ્જન કરતાં ચડીયાતા છે એવો ભાસ બીલકુલ થવા દેતા નથી. તેમણે કેટલાંક નાટકો ને કાવ્યો લખીને અર્વાચીન સાહિત્યમાં પોતાનો ફાળો આપેલો છે. તેમની કૃતિઓ બહુ વખણાય છે. કેદથી આ સુંદર ખાનદાન યુવાનનો જુસ્સો જરાપણ મોળો પડયો નથી. તેમનામાં ફેરફાર કશો જ થયો નથી. તેમણે બીડી છોડી દીધી છે

એટલો ફેરફાર ખરો. તેમના જીવનમાં બીડીનું સેવન એ એક જ પાપ હશે.

શ્રી૦ કે. શ્રીનિવાસ આયંગર મદ્રાસની પચૈય્યાપા વાળી પાઠશાળામાં અને ત્યાર પછી નેલોરમાં ઘણાં વરસથી અધ્યાપક હતા. સત્યાગ્રહની લડત ચાલુ થઈ ત્યારથી તેમણે પોતાની એ જગાનો ત્યાગ કર્યો હતો. તેઓ દિલ્હીના કાર્યક્રમમાં રહેલા સિદ્ધાન્તો અને હેતુઓને બરાબર સમજી ગયેલા છે. તેઓ અહીંના બધા ભાઈઓમાં સંયમ અને તાલીમના આદર્શ રૂપે રહેલા છે. દાખલ થયેલા ત્યારે ૨૦૮ રતલ હતા. તેના ઘટતા ઘટતા માર્ચની શરૂઆતમાં વજન લેવાયું ત્યારે ૧૭૦ રતલ તળ્યા.

અલીગઢવાળા શફીકુક–ઉર–રહમાનની તો હું શી વાત કરૂં? આવા સજ્જનનો પરિચય થયો એ હું ઇશ્વરની મોટી કૃપા સમજું છું. આટલો ખાનદાનીમાં ઉછરેલો, આટલો વિવેકમર્યાદા વાળો, આટલો ઇશ્વરના ડરવાળો, આટલો સુંદર ઉદાર જીવ કોઇક જ યુવકોમાં જોવામાં આવે છે. તે અને તેમના દોસ્ત મહમ્મદ હુસેન એ બે આદર્શ હિન્દી મુસલમાનો છે. આપણી કૉલેજો અને શાળાઓના જુવાનીયાઓ આ બેને પોતાના આદર્શ માનીને ખુશીથી ચાલી શકે છે.

આન્ધ્રદેશે રાષ્ટ્રીય સેનામાં સુંદર સુંદર સૈનિકો આપ્યા છે, તેનો ગુન્તુરના વકીલ મડાપુસી નરસિંહાચાર એ એક સુંદર નમુનો છે. તે ક્ષયરોગના પંજામાંથી માંડ માંડ બચી ગયેલા છે. અમારા સૌમાં તે સૌથી દુબળા ને પાતળા છે, છતાં સૌમાં કામઢા પણ તે જ છે. શરીરે જેટલા નબળા તેટલા જ આત્માના સબળા છે. તેઓ થોડા જ કલાકની અંદર તામીલ વાંચતાં લખતાં શીખી ગયા.

શ્રી૦ સી. સુબારાવને વિષે ફરીથી લખવાની જરૂર નથી. એટલું જ કહું કે જેમ જેમ તેમનો સહવાસ વધતો ગયો છે તેમ તેમ તેમની કિંમત વધારે ને વધારે સમજાતી ગઈ છે. ફતેહખાન મહમ્મદ

આઉઝ એ પણ ખરા અસહકારીનો એક નમુનો છે. સારાસારનો વિવેક, મક્કમપણું, હિંમત, જોર, બધા ગુણોનો ઉત્કર્ષ. આપણી લડત આવા આવા માણસો વધારે સંખ્યામાં માગે છે. હું ધારું છું કે આપણી સેનામાં આવા માણસો સારી સંખ્યામાં ભરતી કરવાને હજુ આપણે ભાગ્યશાળી થયા નથી.

ચાંદમીયાં સાહેબ ચિતૂરના ફરજી છે અને અબદુલ્લા બાદશાહ સાહેબ વેલોરના છે. એ બન્ને આ જ પ્રકારના માણસો છે. તિરૂપુરવાળા અબદુલ વાહબની અંદર કંઈક હુમલાખોર જુસ્સો ખરો. તેને લીધે કેટલીક વાર તેમના નિર્ણયો પર અસર થાય છે, પણ એ વૃત્તિને તે ધીમે ધીમે છોડતા જાય છે.

તિરૂવન્નમલાઇએ આપણા મંડળમાં સુંદર માણસોની એક ટોળી આપેલી છે. તેમનો ખુશમિજાજ, હળીમળી જવાની આવડત અને બહાદુરી એ તામીલ નાડુને ભૂષણરૂપ છે.

મૉન્ટેગ્યુએ તુર્કીની બાબતમાં રાજીનામું આપ્યાની ખબર સાંભળી. સ્પષ્ટ રીતે સમજી શકાય છે કે ગાંધીજીને પકડવાના હુકમ નીકળ્યા હોવા જોઇયે.

## ૧૨ : ૩ : ૨૨–રવિવાર

પહેલાંની ખબર ઉડતી ગપ જેવી હતી, પણ આજે બપોરે ચોકસ ખબર મળી કે ગાંધીજીને પકડયા છે. આ સમાચાર સૌએ શાન્ત ચિત્તે સાંભળ્યા છે. અમે સૌએ ૩૬ કલાકનો ઉપવાસ અને પ્રાર્થના કરવાનો ઠરાવ કર્યો છે. સાંઝે ખુલ્લામાં હિન્દુમુસલમાનોએ સાથે બેસીને પ્રાર્થના કરી. અમારા વિભાગમા રહેતા બીજા કેદીઓને પણ આપોઆપ મન થઇ ગયું ને તેઓ અમારી સાથે પ્રાર્થનામાં આવીને બેઠા.

## ૧૩ : ૩ : ૨૨–સોમવાર

આજે સવારે ને બપોરે, ને પાછા પારણું કરતાં પહેલાં સાંજરે, એમ ત્રણ વાર પ્રાર્થના માટે સૌ એકઠા થયા.

ઈન્સ્પેક્ટર જનરલ જેલની મુલાકાતે આવ્યો છે ને અમારી કોટડી પાસેથી પણ નીકળ્યો હતો. તે ધારે છે કે બધા કેદીઓને છાશ આપવી એ તો એક જાતનો મોજશોખ છે. યુરોપીયનને જેવી વ્હીસ્કી તેવી જ તે કહેવાય. છોડાંવાળી દાળ એ બહુ પોષક છે. મેં કહ્યું કે પોષણનાં તત્ત્વો તેમાં હશે એ ખરૂં, પણ તેની સાથે આંતરડાંને છોલવાનો ગુણ પણ તેમાં છે, તેથી એકંદરે તેનું પરિણામ તબીયત પર બહુ ખરાબ થવાનો સંભવ છે. સુપરિન્ટેન્ડન્ટને મારી વાત ગળે ઉતરતી લાગે છે, પણ ઇન્સ્પેક્ટર જનરલ તો હજુ આખી દાળનો જ પક્ષપાતી છે. જેલના ખોરાકમાં આખી દાળ દાખલ કરવાની જવાબદારી એની જ છે એમ મને કહેવામાં આવ્યું છે.

મૉન્ટેગ્યુએ રાજીનામું આપ્યું તેનું કારણ એવું કહેવામાં આવે છે કે હિન્દી સરકારે તુર્કી પ્રશ્નના નિકાલ સારૂ કરેલી માગણીનો ખરીતો તેણે કૅબિનેટ (મંત્રીમંડળ)ને પૂછ્યા વગર જ પ્રસિદ્ધ કર્યો હતો.

હવે ગાંધીજીની ગિરફતારી પછી દેશે શું કરવું ? બધા મોટા મોટા નેતાઓ જેલવાસી છે. અત્યારે આપણને માર્ગ બતાવનાર કે ટેકો આપનાર એક ભારત–ભાગ્ય–વિધાતા સિવાય બીજું કોઇ ન મળે.

આ અઠવાડીયાને અન્તે હવે હું છુટવાનો. હું નહોતો ધારતો કે એકેએક સાથી જેલમાં જશે. મહાત્માજી પણ જેલમાં ગયા. હવે હું બહાર જઇને શું કરી શકવાનો ? મારી ટીપ લાંબી હોત તો કેવું સારૂં !

### ૧૫ : ૩ : ૨૨–બુધવાર

વીશેક જુવાનીયાઓ–વિદ્યાર્થીઓ જેવા લાગ્યા–ની એક ટોળીને જેલના કારખાનામાં લઈ જતા હતા તે જોયું. તેમની સાથે વાત તો થાય નહિ, કેમકે તે જેલના ધારા વિરુદ્ધ છે; એટલે તેઓએ છેટેથી પ્રણામ કર્યા. તેના જવાબમાં પ્રણામ કરીને જ મેં સન્તોષ માન્યો.

અમારામાંના કેટલાક હજુ બીડીનું વ્યસન છોડી નથી શકયા એ અફસોસની વાત છે. બીડી પીનારાઓ એવા મોટા કે અગત્યના માણસો નથી એ ખરૂં, પણ તેઓ ગમે તે હોય તોપણ તેમના એ વ્યસનથી અમને સૌને બેવડી શરમ લાગે છે. એક તો એમાં જેલી કાયદાનો ભંગ છે, અને બીજું આવું વ્યસન કેદમાં આવવા જેટલી હિંમત બતાવનાર અસહકારીને ન છાજે તેવું છે. કાં તો આ લોકોએ પોતાની આદત છોડવાનો પ્રામાણિક પ્રયત્ન જ નથી કર્યો, અથવા તો બીડીની આદત એવી ભારે હોવી જોઇયે કે એક વાર તે પડી કે પછી છોડવી મહામુસ્કેલ થઇ પડે. જેલમાં આ આદત બહુ મોટા પ્રમાણમાં નજરે પડે છે. અહીંના કેદીઓનો મોટો ભાગ બીડી માટે કેટલાં વલખાં મારે છે! કેટલાક ખાવાનું ચોરી લાવીને, કેટલાક ભીખી લાવીને, તો કેટલાક પોતાના ભાણામાંથી ભૂખ્યા રહીને કંઇક બચાવીને તે વેચી બીડી મેળવે છે. જાજરૂમાં થોડી વાર બેસીયે ત્યાં પણ એ બીડીની વાત કાને પડે જ. જેલના કાયદા ગમે તેટલા સખ્ત છે, છતાં અહીં જેલમાં બીડીનો રીતસર વેપાર જ ચાલે છે એમ મેં સાંભળ્યું છે, અને મને તે ન માનવા જેવું પણ લાગતું નથી. આવી લાલચો પોતાની ચારે તરફ વ્યાપી વળેલી હોવાથી કેટલાક નબળા મનના અસહકારી ભાઇઓ તેમાં ફસાય છે.

'સ્વરાજ્ય' પત્રમાં શ્રી૦ રામસ્વામી નાઈકરે કોઇ વર્તમાનપત્રના ખબરપત્રીને આપેલી મુલાકાત આવી છે. તેમણે કહ્યું છે કે તે મને જેલમાં મળ્યા હતા અને બારડોલીના ઠરાવોથી હું ખુશી નથી થયો એમ તેમને લાગ્યું છે. આ વાત પ્રસિદ્ધ થવાથી સરકાર તરફથી તપાસ ચાલી, અને તેને પરિણામે અસહકારી કેદીઓની મુલાકાતોના નવા ધારાઓ ઘડવામાં આવ્યા છે. મુલાકાત માટે જનાર માણસે જીલ્લા માજીસ્ટ્રેટને અગર તો પોલીસ સુપરિન્ટેન્ડન્ટને અરજી કરીને પરવાનગી મેળવવી જોઇયે. આનો અર્થ સ્પષ્ટ છે. અરજદારની ચાલચલગત અને વિચારો વિષે પછી એ લોકો બારીક તપાસ ચલાવે, ખાનગી

ચીઠીપત્રીઓ આવે, ખાનગી અમલદારોની આપખુદીના હુકમોએ બધું કામ થાય અને માગેલી મુલાકાત મળતાં લાંબી ઢીલ થાય.

## ૧૬ : ૩ : ૨૨–ગુરુવાર

ટ્રીચીનાપોલીવાળા મહમ્મદ હુસેન અને વેલોરવાળા અબદુલ બાદશાહ એકાન્ત કોટડીઓમાં હતા ત્યાંથી તેમને અહીં લાવ્યા છે. મહમ્મદ હુસેનને મારી વિનંતિ માનીને અહીં લાવવામાં આવ્યા તેથી મને આનન્દ થયો છે. હજી પણ તેવા ને તેવા જ ચંચળ છે. હું આશા રાખું છું કે કંઇ નવું તોફાન પાછા નહિ જગવે. અબ્દુલ બાદશાહનો મિજાજ તેવો ને તેવો ઠાવકો છે. સુન્દર અસહકારી છે.

## ૧૭ : ૩ : ૨૨–શુક્રવાર

નૈનમલે કાનનને આજે ફાંસીએ ચડાવ્યો. ૧૯–૨૦ વર્ષનો નૌજવાન.

મુદત કાપતો કાપતો હવે બહારની દુનીયાને કાંઠે હું આવી લાગ્યો છું, એટલે આજે હું મારા જેલી જીવનની નોંધ લઈ શકું. અહીં જે ત્રણ માસ મેં ગાળ્યા છે તે મારી જીંદગીનો અત્યન્ત સુખનો કાળ છે. છેલ્લા વીશ દિવસ થયાં આ વિભાગમાં અસહકારી ભાઇઓની સાથે આવીને રહેલો છું તે તો કેવળ સુખાનુભવનો જ કાળ છે. આ વીશે દિવસ એક દિવસની પેઠે પસાર થઇ ગયા છે. ખાસ કરીને ચારે કોટડીઓને વચ્ચેનાં બારણાં ઉઘાડી નાંખીને એક ઓરડા જેવી કરી નાંખી ત્યારથી તો બહુ જ આનન્દ આવ્યો. આ સ્થાન કૉલેજ હૉસ્ટેલ જેવું જ બની રહ્યું છે. જુવાનીના તે દિવસો યાદ આવે છે. જેલમાં છીયે એવું તો લાગતું જ નથી. ફેબ્રુઆરીના પહેલા અઠવાડીયાથી સુપરિન્ટેન્ડન્ટથી માંડીને નાનામાં નાના જેલી અમલદારના વર્તનમાં વિનય જોઈ શકાય છે. તેઓ અમારી ઠીક સંભાળ રાખે છે અને વાજબી સગવડો પૂરી પાડવાની ગોઠવણ કરે છે. હું ઇચ્છું છું કે બધી જેલોના સુપરિન્ટેન્ડન્ટો

મેજર ઍન્ડરસન જેવા હોય. તે માયાળુ અને સમજુ છે. ઉપરથી તેવા હુકમ છે માટે નહિ; ઉલટું, વાત તો એવી છે કે જ્યાં તેના વર્તનમાં ઉદારતાની ખામી જોવામાં આવે છે તે ઉપરના હુકમોને લીધે અથવા જેલના ધારામાં પૂરતો અવકાશ નહિ હોવાને લીધે જ છે. જેલર અને વડા દરોગા વિષે કહેતાં મને મગરૂરી થાય છે કે તે લોકોના સ્વભાવમાં ને વર્તનમાં ખૂબ પલટો થયો છે. તેમના ચારિત્ર્યમાં પણ થયો હોય એવો સંભવ છે. આ જેલનાં એકેએક અમલદાર વિષે મારા મનમાં કેવળ કૃતજ્ઞતાની જ બુદ્ધિ છે. કેટલાકને વિષે મારા મનમાં સખ્ત વિચારો આવેલા અને તે આ નોંધમાં લખેલા છે, પણ હવે તે બધા ભૂંસાઇને કેવળ મિત્રાચારીભર્યા વિચારો જ રહેલા છે. આ નોંધમાંથી તેવા ઉલ્લેખો મેં એટલા કારણે જ કાઢી નથી નાંખ્યા કે આ જેલમાં મારૂં જીવન કેવું ગયું, કેવી કેવી પ્રણાલિમાંથી મારૂં ચિત્ત પસાર થતું રહ્યું તેનું આબેહુબ ચિત્ર રજુ થાય. કેટલાક અમલદારો વિષે મેં અનુદાર વિચારો કર્યા અને લખ્યા તે માટે હું દિલગીર છું. તેઓએ પોતાનો સ્વભાવ બદલ્યો અને અમારા સંબંધમાં સારા થઇ ગયા ત્યાં સુધી મારે રાહ જોવી જોઇતી હતી.

આ વીશ દિવસમાં આન્ધ્રનાં કેટલાંક રત્નોના સમાગમનો લાભ મળ્યો છે. મોટાં મોટાં બલિદાન કરનાર આ વીરોની સાથે દિવસ-રાત રહેવા મળે, તેમનો ગાઢ પરિચય થાય—જેવો બહારના જગતમાં થવાનો સંભવ જ નહોતો—તે અહોભાગ્ય જ છે.

આજે બપોરે સુપરિન્ટેન્ડન્ટ સાથે વાત થઈ; છેલ્લી સલામ જેવી. હું જોઉં છું કે રાજદ્વારી કેદીઓને કેવી રીતે રાખવા તે બાબતમાં તેને પૂરતી છુટ નથી. તેને ઉદારતા અને સહાનુભૂતિ રાખવાને કહેવામાં આવે છે, પણ તે જ સાથે એવી પણ સૂચના હોય છે કે તેણે સામાન્ય કેદીઓ માટેના કાયદાઓની મર્યાદામાં બરાબર રહેવું. એટલે કે ઉદારતા અને સહાનુભૂતિ એ કેવળ અર્થશૂન્ય શબ્દો જ બની જાય છે.

## ૧૮ : ૩ : ૨૨–શનિવાર

જેલમાં શેતરંજીઓ બનાવે છે ત્યાં ગયો. મુકાદમ ગાતો હતો અને ચોર તથા લુંટારાઓ તેના તાનમાં કામ કરી રહ્યા હતા. એ દેખાવ અદ્ભુત હતો.

હીરાસીંગ અને નિધનસીંગની રજા લીધી. હીરાસીંગના ભાઇને કાગળ લખી તેની ખબર આપવાનું કબુલ કર્યું.

સુપરિન્ટેન્ડન્ટે શફીકની તબીયતની સંભાળ રાખવાનું વચન આપેલું તે તેણે પાળ્યું છે એ જોઇ હું ખુશી થયો. તેને ઘઉંની ચપાટીઓ ઉપરાંત બે ઇંડાં અને શેર દૂધ આપવાનું નકકી થયું છે.

ચાર અસહકારીઓ જેલના છાપખાનામાં કામ કરવા ગયા છે. આ જુવાનીયાઓ પોતાનો જેલનો વખત કંઇક નવા હુન્નરઉદ્યોગો શીખી લેવામાં ગાળે તો બહુ સારૂં. ટ્રિચીનાપોલીના મહમ્મદ હુસેન, જેમને હમણાં આ વિભાગમાં લાવવામાં આવેલા છે તેઓ શેતરંજીના કારખાનામાં જવા ઇચ્છે છે. ઘણાખરા અસહકારીઓને ઊન પીંખવાનું કામ જ આપવામાં આવે છે, કેમકે તે હળવું કામ છે. આ સિવાય તે લોકો કંઇ જ કરતા નથી. સુબારાવ વણાટ શીખી લેવાની ખુબ મહેનત કરી રહ્યા છે.

## ૧૯ : ૩ : ૨૨–રવિવાર

૧૯૨૦–૨૧માં ભરેલા આવકવેરામાંથી રૂા. ૨૧૧–૧૧–૦ મને પાછા મળશે એવી ખબર મદ્રાસના આવકવેરા કલેકટરે મને મોકલી છે.

આજે આ જેલવાસનો છેલ્લો દિવસ. દરેક જણ, રાજદ્વારી કે સામાન્ય કેદીઓ, કેદી દરોગાઓ ને મુકાદમો, જેલના દરોગાઓ, જેલના અમલદારો, સુપરિન્ટેન્ડન્ટ બધા એટલા ભલા છે, સૌનો એટલો

બધો પ્રેમ છે કે તેમની રજા લેવી એ મારે દુઃખજનક પ્રસંગ થઈ પડયો છે.

## ૨૦ : ૩ : ૨૨–સોમવાર

સાંભળ્યું કે પાઇલેટ ઈશુને છ વરસની સાદી કેદની ટીપ મારી. ઇશ્વરે આપણું નેતૃત્વ કરનાર મનુષ્ય આપણને આપ્યો, પણ સરકાર તેને આપણી પાસેથી ઉપાડી જવાનો પોતાનો હક બતાવે છે. ધણીનું જ ધાર્યું થવાનું.

સૌ મિત્રોને પ્રણામ કરીને સવારના દશ વાગ્યાને શુમારે જેલ બહાર નીકળ્યો. સુપરિન્ટેન્ડન્ટ દરવાજા બહાર થોડે સુધી મારી સાથે આવ્યો. તેણે પૂછયું કે બહારથી જેલ વધારે સુંદર નથી દેખાતી ? મેં કહ્યું, 'અંદરની બાજુ ધારવામાં આવે છે તેટલી ખરાબ નથી.' હાથ મિલાવીને છૂટા પડતાં તેણે કહ્યું, 'ફરીથી પાછા ન આવતા.' શ્રી૦ સિંગારવેલુ ચેટ્ટીયાર અને રામસ્વામી નાઈકર મદ્રાસથી મળવા આવ્યા હતા. વેલોર શહેરમાં 'સ્વરાજ્ય'ના ખબરપત્રીએ મારા ઉપર મુલાકાત માટે તરાપ મારી. મેં કહ્યું, 'હજી તો જેલમાંથી સીધો ચાલ્યો આવું છું, એટલે મારે તો બધી પરિસ્થિતિ જોવી-જાણવી છે. હમણાં ને હમણાં બીજાઓને કશી સૂચના મારાથી ન આપી શકાય.' સાંજના જાહેર સભા રાખી હતી, પણ ઉપરના જ કારણે હું કંઇ બોલ્યો નહિ.

જેલમાં સૌ ભાઇઓને માટે પુષ્કળ અથાણું, મુરબ્બો, ગુલકંદ, શરબત વગેરે ચીજો મોકલી. બધા જુવાનીયાઓને સુપરિન્ટેન્ડન્ટ એ બધું પહોંચાડશે એમ આશા રાખું છું. શ્રી૦ શ્રીનિવાસનને હમણાં હમણાં છાતીમાં શૂળ આવતું. તેમની બહુ ચિન્તા થાય છે. જેલના ડાક્તરને પંપાળી પટાવીને તેની પાસેથી યોગ્ય સારવાર કરાવી લેવા જેટલી ધીરજ તેમનામાં નથી.

---